# ઈનકમટેક્ષ એકટ.

## (ટીકા સહીત)



સને ૧૯૨૨ નો ૧૧ મો (હીંદી આવક વેરાનો) કાયદો,
તેના હેતુ તથા કારણોનુ નિરૂપણ, તેની સરકારી ઠરાવોના
આધાર સાથે સમજુતી, તથા તેને લગતી કાનુનો,
તથા સીલેકટ કમીટીનો રીપોર્ટ, ઈનકમટેક્ષ
એકટનો ઈતિહાસ, અને સને ૧૯૨૨ નો
ફાઇનાન્સ એકટનો ભાગ.

પ્રયોજક
કમળાશંકર તારાશંકર દવે.



આવૃત્તિ પહેલી.

---

સુરત.

---

સને ૧૯૨૨.

---

કીંમત રૂ. ૨—૦—૦

# ઈનકમટેક્ષ એક્ટ.

## (ટીકા સહીત)

સને ૧૯૨૨ નો ૧૧ મો (હીંદી આવક વેરાનો) કાયદો.
તેના હેતુ તથા કારણોનું નિરૂપણ, તેની સરકારી ઠરાવોના
આધાર સાથે સમજુતી, તથા તેને લગતી કાનુનો,
તથા સીલેક્ટ કમીટીનો રીપોર્ટ, ઈનકમટેક્ષ
એક્ટનો ઇતિહાસ, અને સને ૧૯૨૨ નો
ફાઇનાન્સ એક્ટનો ભાગ.

પ્રયોજક
કૃષ્ણશંકર તારાશંકર દવે.



આવૃત્તિ પહેલી.



સુરત.



સને ૧૯૨૨.



કીંમત રૂ. ૨—૦—૦

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

કાયદો એવા સિદ્ધાન્તપર રચાયેલો હોય છે કે બધાં પાકી ઉમરનાં સ્ત્રી પુરૂષે પછી તેને અક્ષરજ્ઞાન હોય કે ના હોય તો પણ જાણવોજ જોઇએ. કાયદો સમજી તેને અનુસરી ચાલવું એ પ્રજાવર્ગની દરેક વ્યક્તિની ફરજ છે એ સુત્ર કાયદાનો પાયો છે. અને પ્રજામાંની કોઇપણ વ્યક્તિ જાણે અજાણ્યે કાયદાનો ભંગ કરે છે તો કાયદો જુદા જુદા પ્રકારની શિક્ષા કરવા ટાંપી રહે છે. "હું અજ્ઞાન છું. કાયદો જાણતો નહોતો,- જાણતો નથી-કાયદો બહુ અઘરી અથવા મને આવડતી નથી એવી ભાષામાં લખાયેલો છે" આવા બચાવો કાયદો સ્વીકારતો નથી. જે દેશમાં નિરક્ષર, અને કાયદો મુળ જે ભાષામાં (અંગ્રેજીમાં) લખાયેલો છે તે ભાષા ન જાણનારા ઘણા છે, તે દેશની સામાન્ય વ્યવહારિક બુદ્ધિને તો આ વાત બહુ વિષમ લાગે પણ ન છુટકે કાયદાએ જે ઉપર કહેલાં સુત્રનો પાયો નાખ્યો છે તેને અનુકુળ રહીને પોતપોતાની ગોઠવણ દરેક માણસે કરવી રહી.

ઇનકમટેક્ષનો મુળ કાયદો અને તેના કાનુન વગેરે અંગ્રેજી ભાષામાં છે. ખાસ શબ્દો અને ખાસ શૈલીમાં લખાયેલો કાયદો સમજવો એ અંગ્રેજી ભાષા જાણનારને પણ એક કઠણ કામ થઈ પડે. તો પછી અંગ્રેજી ન જાણનાર, આ કાયદાના સમજુતી વગરના, ગુજરાતીમાં તરજુમા પરથી તેનો અર્થ સમજવા જાય તો તેની કફોડી સ્થિતિ થાય એમાં શી નવાઇ? અનુભવથી મારા જાણવામાં આવ્યું છે કે ઇનકમટેક્ષ ભરનારા ઘણા વેપારીઓ પોતાના પર ઇનકમટેક્ષ ઓફીસર તરફથી આવેલ કરની માંગણીની નોટીસ પ્રમાણે ટેક્ષ ભરતી વખતે જાણતા પણ નથી કે ઇનકમ-ટેક્ષ ઓફીસરે કેટલી આવકનો અંદાજ કર્યો તથા કેટલા દરે કર આકાર્યો. વળી એક બીજી સ્થિતિ ઉભી થઇ છે. વખત જતે કાયદો લોકો પર વધારે ને વધારે ફરજનો બોજો લાદતો જાય છે. સને ૧૮૮૬ ના કાયદા મુજબ ઇનકમટેક્ષના અમલદારો લાગતા વળગતા માણસો પાસેથી ખબર કહાડી અને બીજી જોઇતી તપાસ કરી કર ભરનાર વ્યક્તિની આવક નક્કી કરી આકારણી કરતા. સને ૧૯૧૮ ના કાયદામાં આવકનું પત્રક ભરી મોકલવાની ફરજ પ્રજાવર્ગ પર નાંખવામાં આવી. સને ૧૯૨૨નો કાયદો એક બે પગલાં આગળ ગયો છે અને કોઇ વેપારી ધંધાદારી પોતાના નોકરને, જેના પર કર આકારી શકાય એવી

ઓછામાં ઓછી આવકની રકમ જેટલો પગાર આપતો હોય તો તેના પગારમાંથી ઇનકમટેક્ષ તેણે કાપી લેવો એવી ફરજ નાંખવામાં આવી છે. વળી રૂા. ૧૫૦૦ અથવા તેથી ઉપરના વાર્ષિક પગાર મેળવતા જેટલા નોકરને ખાનગી ગૃહસ્થ રાખતો હોય તેટલાની વિગતનું પત્રક ઇનકમટેક્ષ ઓફીસરને મોકલી આપવાની નવી ફરજ ખાનગી ગૃહસ્થ પર નાંખી છે; વળી આવકના પત્રક સાથે ખરાપણાની ખાતરી સારૂ ઇનકમટેક્ષ ઓફીસમાં દફતરો રજુ કરવાનો; જો આ બેમાંથી કોઇ પણ એક બાબતમાં ચુકે તો મેજીસ્ટ્રેટ આગળ તેના પર ગુન્હો સાબીત થએથી જેટલા દિવસ કસુર જારી રહે તે દરેક દિવસ માટે દશ રૂપીઆ સુધીના દંડની શિક્ષાને પાત્ર તે થાય છે તે જાણવાનો; હીસાબો કેવી રીતે રાખવા તે જાણવાનો; જો કરની રકમ ભરવામાં ઢીલ થાય તો કરની જેટલી રકમ સુધીના દંડને પાત્ર તે થાય છે તે જાણવાનો અને જાસ્તી દરે ઇનકમટેક્ષ કપાયો હોય તો રીફંડ માગવાની અરજી કરવાનો એ બોજો વગેરે પણ કર ભરનાર પર છે જ. મતલબ કે ઇનકમટેક્સના કાયદામાં એટલા બધા ફેરફાર થયા છે કે હુશીઆર અને અંગ્રેજીનું જ્ઞાન ધરાવતા માણસને પણ સમજવા મુશ્કેલ થઇ પડે છે કેમકે એ કાયદો એવી ઉંચી ભાષામાં લખાયલો છે કે ઇનકમટેક્સના કામના અનુભવી માણસની મદદ વગર સેહેલાઇથી સમજી શકાય નહીં

ઉપર પ્રમાણે હોવાથી માતૃભાષામાં સરળ રીતે તમામ સમજુતી સાથે અને કલમોના અર્થ બાબત સરકારથી અપાયલા રૂલીંગ સાથે કાયદો છપાવી પ્રસીદ્ધ કરવાનો મારો વીચાર થયો. સને ૧૮૮૬ના સાલમાં આ કાયદો પ્રથમ શરૂ થયો ત્યાર પછી થોડાજ વર્ષમાં એ ખાતાનું કામ કરવા મારી નીમણુંક તે વખતના ઇનકમટેક્સ કલેકટર મરહુમ રાવબહાદુર ભીમભાઈ કીરપારામ સાહેબના હાથ નીચે થયલી અને કાયદો પ્રથમજ શરૂ થયલો હોવાથી અને એ ખાતામાં ઇન્સ્પેકટરનું, કરને પાત્ર આસામીઓ શોધી કાઢવાનું અને અપીલોના કામના પત્ર વ્યવહાર ચાલતા હોય તેના જવાબ કરવાનું અંગ્રેજી જાણનાર કામ કરનાર ફકત હું એકલોજ હોવાથી તથા ત્યાર પછી છેવટના ભાગમાં પણ એજ ખાતામાં અસીસ્ટન્ટ ઇન્સ્પેકટર તરીકે ફરી નીમણુક થવાથી ઘણો લાંબો વખત એ ખાતામાં નોકરી કર્યાથી એ કાયદાનો મને કેટલોક અનુભવ થયલો છે અને વખતો વખત થયલા રૂલીંગોનો આધાર અપીલના ઠરાવોનો જવાબ કરવામાં આપવાનો હોવાથી તેના ગુજરાતીમાં કરેલા ટાંચણો સંગ્રહી રાખેલા હતાં

તે મને આ કાયદાની સમજુતીને સંપૂર્ણ કરવાને ઘણા ઉપયોગી થઈ પડયા તેથી મેં આ પુસ્તક તૈયાર કરવાનું શરૂ કર્યું અને જો કે કામ પૂર્ણ કરતાં જોઈએ તે કરતાં વિશેષ વખત થઇ ગયો તો પણ આખરે એ પુસ્તક ઇશ્વર કૃપાથી તૈયાર થઇ ગયું અને તે હવે વાંચનારની સમક્ષ રજુ કરૂં છું. ઉતાવળને લીધે કોઇ કોઇ જગ્યાએ છાપખાનાની ભુલો રહી ગઇ હશે તો તે શુદ્ધ કરી વાંચી લેવા વાંચનારને વીનંતી કરૂં છું. વળી મારા જેવા અથવા તેથી વીશેષ એ કાયદાના અનુભવી અને માહીતગાર ગૃહસ્થોને પણ વીનંતી કરૂં છું કે આ પુસ્તકના લખાણમાં કાંઇ ભુલ દાખલ થઇ ગઇ હોય અથવા કાંઇ ન્યુનતા હોય તો તે મારી ધ્યાન પર લાવવામાં આવશે તો તેનો હું ઘણો ઉપકાર માનીશ અને બીજી આવૃતીમાં સુધારો કરી લેવા ધ્યાનમાં રાખીશ. જો કે આ પુસ્તકને મારી અસલ કૃતી તરીકેજ ગણાવી લેવા હું દાવો કરતો નથી પણ કોઇ કોઇ જગ્યા પર કાયદાના આધારથી મારી સ્વતંત્ર સુચના પણ મેં કરી છે.

હવે આ પુસ્તક બાબત વીશેષ એજ લખવાનું છે કે સને ૧૯૨૨ ના એકટ ૧૧ થી આ ઇનકમટેક્સનો કાયદો નવો થયો છે અને તે પ્રમાણે કલમો તથા કાનુનો લખવામાં આવી છે અને કાયદાનો ખરડો તૈયાર થયો તે રજુ થતી વખતે આ નવો કાયદો કરવાના હેતુ તથા કારણોનું નીરૂપણ થયું તેનો તથા ખરડો સીલેકટકમીટીને સોંપવામાં આવેલો તેના રીપોર્ટનો સારાંશનો તરજુમો કરી કાયદો શરૂ થતા પહેલાં છાપવામાં આવ્યો છે તે વાંચી જવા આ પુસ્તકના ઉપયોગ કરનારને ભલામણ કરવામાં આવે છે. કાયદાની કલમોની સમજુતી તથા રૂલીંગનો સારાંશ દરેક કલમ નીચેજ છાપવામાં આવ્યો છે. કાયદાની કલમનો તરજુમો મોટા ( સવાયા ) ટાઈપમાં છાપવામાં આવ્યો છે અને સમજુતી તથા રૂલીંગો નાના ( પાઈકા ) ટાઈપમાં છાપવામાં આવ્યા છે એટલે કલમોનો તરજુમો અને સમજુતીનો ભાગ જુદા માલમ પડી આવશે. દાખલા તરીકે પાને ૫૦મે કલમ ૪ ( ૧ ) મોટા ટાઇપમાં ઉતારી તે નીચે અગીઆર લીટીની તેને લગતી સમજુતી આપી છે ત્યાર પછી પેટાકલમ ( ૨ ) ઉતારી તે નીચે તેને લગતી સમજુતી એ પ્રમાણે કલમો તથા સમજુતી આપી છે; અને એજ કલમ પર વીશેષ સમજુતી પાના ૫૦ થી ૬૯ સુધી આપી છે એટલે એક કલમનું મુળ કાયદાનું લખાણ લગભગ બે પાના જેટલું થાય તેના ઉપર એકંદરે સત્તર પાનાની સમજુતી આપી છે. અને કલમ ૬ માં મુળ

કાયદાનું લગભગ ત્રણ પાના જેટલું લખાણ થાય તેના ઉપર લગભગ સાત પાના જેટલી સમજુતી આપી છે, એટલે મારા નમ્ર અભીપ્રાય પ્રમાણે મેં સંપૂર્ણ સમજુતી આપી છે છતાં કોઇ હકીકત રહી ગયલી માલમ પડી આવશે તો તે બીજી આવૃતીમાં વધારી લેવામાં આવશે.

આ તર્ફે મારા કેટલાક સ્નેહીઓએ કેટલીક ઉપયોગી સુચના કરી તથા પ્રુફ સુધારી મદદ કરી છે તે બાબત તેમનો ઉપકાર માનું છું. હું આશા રાખું છું કે જે ધંધાદારીઓ વીગેરે સારૂ આ પુસ્તક યોજ્યું છે તેઓ આવી કૃતીને ઉત્તેજન આપશે કે જેથી આવા જરૂરના બીજાં પુસ્તકો તૈયાર કરવાનું કામ પણ ઉપાડી લેવામા આવે. તથાસ્તુ.

હવાડીઆ ચકલા–સુરત.
તા. ૧૫–૧૨–૧૯૨૨

કમળાશંકર તારાશંકર દવે.

---

## શુદ્ધિ પત્રક.

| પાનુ | કલમ | લીટી | ભુલ | સુધારો |
|---|---|---|---|---|
| ૯ | હે. કા. નિ. | ૨૮ | વિસ્તતૃ | વિસ્તૃત |
| ૨૧ | સી. કા. નિ, | ૨૪–૨૫ | છુટી પાડી છે તે | એકઠી કરવી. |
| ૩૦ | ,, | ૨૦ | નલમ | કલમ |
| ૩૨ | ,, | ૨ | કમાઇને | કયા |
| ૪૬ | ૨ (૧૪) | ૧૯ | બાબતાં | બાબતમાં |
| ૯૩ | ૧૪ | ૨૬ | ધાર્થિક | ધાર્મિક |
| ૧૦૫ | ૨૫ | ૨૮ | કરવાને | કરવામાં |
| ૭૯ | ૧૦ | ૪ | મરામરતનો | મરામતનો |

એ શીવાય હ્રસ્વ તથા દીર્ઘ ઇ અથવા ઉ માં કોઇ કોઇ જગ્યા ઉપર ફેરફાર હશે તે સુધારી વાંચી લેવા વીનંતી છે.

## સંક્ષેપમાં વપરાયલી સંજ્ઞાની સમજ.

મુ. ઠા.=મુંબઈ સરકારનો ઠરાવ નંબર

હીં. સ. ઠા.=હિંદુસ્તાન સરકારનો ઠરાવ નંબર

હીં. સ. ઠા. ફો.=હિંદુસ્તાન સરકારનો ઠરાવ. ફોરીન ડીપાર્ટમેન્ટ નંબર

હીં. સ. ઠા. પી. ડબલ્યુ. ડી.=હિંદુસ્તાન સરકાર ઠરાવ પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ નંબર

મુ. ઠા. એફ. ડી; મુ. ઠ. ફી. ડી.=મુંબઈ સરકારનો ઠરાવ ફીનેન્સીઅલ ડીપાર્ટમેન્ટ નંબર

મું. ઠા. પો. ડી.=મુંબઈ સરકારના પોલીટીકલ ડીપાર્ટમેન્ટ ઠરાવ નંબર

હીં. સ. ઠા. એફ. ડી; હીં. સ ઠ. એફ. ડી=હિંદુસ્તાન સરકાર ઠરાવ ફીનાન્શીઅલ ડીપાર્ટમેન્ટ નંબર

હિં. સ. ફી. અને ક; હી. સ. ઠા. એફ. અને ક.=હીંદુસ્તાન સરકાર ફીનાન્શીઅલ અને કોમર્સ નંબર

હિં. સ. ફી. ડી=હિન્દુસ્તાન સરકાર ફીનાન્સીઅલ ડીપાર્ટમેન્ટ ઠરાવ

મુ. હુ. આર. ડી; મુ. ઠા. આર. ડી=મુંબઈ સરકાર હુકમ રેવીન્યુ ડીપાર્ટમેન્ટ નંબર

સી. કા. રી.—સીલેક્ટ કમીટીનો રીપોર્ટ

હે. કા. ની.=હેતુ તથા કારણનું નિરૂપણ

# હેતુ તથા કારણોનું નિરૂપણ.

સને ૧૯૧૮ના હિંદુસ્તાનના આવક ઉપરના કર બાબતના આક્ટ (સને ૧૯૧૮ના ૭મા) અને સને ૧૯૨૦ના હિંદુસ્તાનના સુપરટેક્સ બાબતના આક્ટ (સને ૧૯૨૦ના ૧૯મા) ને બદલે દાખલ કરવાનો ઈરાદો રાખેલા આક્ટનો આ મુસદ્દો છે તે, વધારે ખાસ કરીને વેપારી નફા ઉપર કર આકારવાના સંબંધમાં, આ આક્ટોમાં, સુધારો કરવા માટે ભલામણો કરવાને નીમેલી કમિટીના રિપોર્ટના આધારે તૈયાર કરવામાં આવ્યો છે. સદરહુ કમિટીનો રિપોર્ટ સને ૧૯૨૧ના જુલાઇ મહિનાની ૨૮મી તારીખે લોકોની જાણ માટે પ્રસિદ્ધ કર્યો હતો. મુસદ્દામાં માત્ર કર આકારવાના ધોરણ, તેની રીત અને સાધન વિશે ઉલ્લેખ કરેલો છે. કયે દરે આવક ઉપરનો કર અને સુપર ટેક્સ લેવામાં આવશે તે દર વર્ષના ફાઇનન્સ આક્ટથી નિશ્ચિત થશે અને તેટલા માટે હાલના આક્ટોમાં પરિશિષ્ટો છે તે આ મુસદ્દામાં દાખલ કર્યાં નથી. મુસદ્દો માત્ર વહિવટી પગલું છે. તેના ઠરાવનો, દર વર્ષના ફાઇનન્સ બીલ પસાર થએથી અમલ થશે.

## કર આકારવાનું ધોરણ.

૨. હાલના આક્ટ પ્રમાણે, કોઇપણ વર્ષના માટે ઠરાવેલા દરનો કર તે વર્ષની આવક ઉપર લેવાય છે. પાછલા વર્ષની આવક ઉપર પ્રથમ હંગામી કર આકારવામાં આવે છે અને પછીથી જે વર્ષમાં હંગામી કર આકારવામાં આવ્યો હોય તે વર્ષની આવક તપાસી નક્કી કરવામાં આવે એટલે તેમાં ફેરફાર કરી વધારો ઘટાડો કરવામાં આવે છે. આ પદ્ધતિને લઇને પુષ્કળ ફરિયાદો ઉત્પન્ન થઇ છે. એ પદ્ધતિથી સરકાર અને કર ભરનાર વચ્ચે ચાલુ હિસાબ રાખ્યા કરવાનું થાય છે; આવકમાં ઓચિંતો ફેરફાર થવાનો સંભવ હોય છે તે બાબતમાં, કર ભરનારને જુજ આવક થઇ હોય તે વર્ષે ભારે કર ભરવો પડે છે અને સારા નફાના વર્ષે નહીં જેવો કર તેને ભરવાનો આવે છે; આ પદ્ધતિનો વહિવટ ઘણા કર આપનારા બરાબર સમજતા નથી અને તેથી ઘણી ગેરસમજુતી થવા પામી છે. તેટલામાટે કોઇપણ વર્ષના માટે મંજુર કરેલા દરનો કર પાછલા વર્ષની આવક ઉપર છેવટનો કર આકારવા માટે તથા આવક નક્કી કર્યા પછી કરમાં વધારો ઘટાડો કરવાની પદ્ધતિ કહાડી નાખવા માટે આ મુસદ્દામાં ઠરાવ કરેલા છે. પરંતુ ચાલુ વર્ષમાં આકારેલા કર હંગામી

આકારેલા કર હોવાથી, મુસદ્દાની ૯૮મી કલમમાં ઠરાવ કરેલો છે કે સને ૧૯૨૧-૨૨ના વર્ષમાં આકારેલા સર્વ કરમાં વધારો ઘટાડો કરવામાં આવશે.

આ સામાન્ય નિયમમાં જે એકજ અપવાદ છે તે, મુસદ્દાની ૨૬મી કલમમાં આપેલો છે. આ કલમમાં, જે ધંધા ફાઇનન્શિયલ વર્ષ અથવા વેપારી વર્ષ દરમિયાન બંધ થાય તેના નફા ઉપર કર આકારવામાં વિલંબ થવાને લીધે મહેસૂલને નુકશાન થવાનો સંભવ રહે તે અટકાવવા સારૂ, એવો ઠરાવ દાખલ કરેલો છે કે, એવે પ્રસંગે, પાછલા વર્ષની આવક ઉપરના કર ઉપરાંત, જે વર્ષમાં તે ધંધો, વેપાર અથવા રોજગાર બંધ કરવામાં આવે તે વર્ષમાં તે વર્ષની આવક ઉપર બીજો વધુ કર લઇ શકાય.

૩. હાલના આવક ઉપરના કર બાબતના આકટની ૩ જી કલમમાં વાપરેલા "આવક" શબ્દનો અર્થ ખરેખર થએલી અથવા અનુમાનસિદ્ધ થએલી આવક એવો થાય છે તથા ૩જી કલમમાં તે શબ્દ આ અર્થમાં વપરાએલો હોવાથી, સદરહુ આકટની તે કલમ પછીની જે કલમોમાં કરને પાત્ર જુદા જુદા પ્રકારની આવક નિર્દિષ્ટ કરેલી છે તે કલમોનો જે કોઇપણ અર્થ કરવામાં આવે તે મર્યાદિત થાય છે એમ હાઇકોર્ટે ઠરાવ કરેલો હોવાથી ધંધાના નફા ઉપર કર આકારવાના સંબંધમાં મુશ્કેલીઓ નડી છે. જો આ અર્થ પ્રમાણે બરાબર અનુસરવામાં આવે તો, જે કર આપનારાઓ પોતાનો હિસાબ ખરેખર આવેલી અને આપલી રકમોના ધોરણે રાખતા નથી પરંતુ નફા ટોટાનો હિસાબ તૈયાર કરીને અને વરસની શરૂઆતે અને આખરે હાથમાં માલ રહ્યો હોય તેની કિંમત સરખાવીને વેપારી નામાના ધોરણે રાખે છે તેમને ઘણીજ અગવડ થાય કારણ કે એવા કર આપનારાઓને આવક ઉપરના કર બાબતનાં પત્રક ભરવા માટે પોતાનો આખો હિસાબ રોકડ મેળ નામાના ધોરણે ફરી તૈયાર કરવો પડે. તેટલા માટે ખરેખર આવેલાં નાણાં અને થએલા ખરચના આધારે ગણીને આંકેલી આવક ઉપર હમેશાં કર લેવાય છે એમ નથી, પરંતુ આ કલમોમાં જણાવ્યા અને વ્યાખ્યા કર્યા પ્રમાણે નફા અથવા કમાઇની આવક ઉપર તે લેવાય છે એમ ચોખ્ખું કરવાને મુસદ્દાની ૩જી, ૪થી અને ૬ થી ૧૨ કલમોના ઠરાવ ફરી ઘડી કહાડયા છે; અને ૧૩મી કલમમાં ચોખ્ખું લખેલું છે કે સર્વ કર ભરનારાઓ માટે ફિરાય

રાખવાની કોઇ એક સરખી રીત ઠરાવેલી નથી અને બને તેટલે સુધી દરેક કર ભરનાર પોતાના કામ માટે ઉત્તમ રીતે અનુકૂળ હોય તે પ્રમાણે નામું અને નામાની પદ્ધતિ રાખે. માત્ર પ્રતિબંધ એટલો છે કે ધારણ કરેલી નામું રાખવાની રીત એવી હોવી જોઇએ કે જે ઉપરથી "આગલા વર્ષ" ની ઠરાવેલી મુદતના સંબંધમાં કર આપનારની આવક જણાઇ આવે અને તે રીતે પોતાના ધંધાના કામ સારૂ તે હમેશાં નામું રાખતો હોવો જોઇએ. "આગલા વર્ષની" આવક બરાબર બતાવી આપે એવી રીતે કર ભરનારો હમેશાં નામું રાખતો ન હોય તો, આસેસરના મત પ્રમાણે તેની આવક બરાબર દર્શાવી આપે તેવી રીતે કર ભરનારની આવકની ગણત્રી કરવામાં આવશે. સબબ, જે મુદતની અંદર કુલ આવકની કોઇપણ રકમ અથવા તેમાંથી બાદ કરેલી કોઇ પણ રકમ ગણવાની તે મુદત, કર ભરનારે અથવા તેને માટે ગ્રહણ કરેલી નામુ રાખવાની રીત ઉપરથી નિશ્ચિત થશે. તેજ કારણોસર, કર આપનારે રોકડ મેળના ધોરણે અથવા વેપારી નામાના ધોરણે પોતાનું નામું રાખવાની હમેશાં પદ્ધતિ રાખવી તે બાબત કાંઇ શક રહે નહિ તેટલા સારૂ હાલના આકટની કલમ ૯ (૨) માં "આપેલી રકમના સંબંધમાં અથવા, કિંમતના ઘટાડાની બાબતમાં ઉધારેલી રકમના સંબંધમાં" એ શબ્દો આવે છે તે કહાડી નાખ્યા છે અને મુસદ્દાની ૧૦ મી કલમની પેટા કલમ (૩) દાખલ કરી છે.

૪. ઉપર જણાવ્યા પ્રમાણે કરને પાત્ર આવક "પાછલા વર્ષ"ના નામથી ઓળખાતી ઠરાવેલી મુદતના સંબંધમાં ગણવી જોઇએ. હાલના આકટની કલમ ૨ (૧૧) માં "પાછલું વર્ષ" એ સંજ્ઞાની આપેલી વ્યાખ્યાથી, જે કર આપનારાઓનું નામાનું વર્ષ તે વ્યાખ્યા પ્રમાણે નથી તેમને મુશ્કેલીઓ ઉભી થઈ છે તે વ્યાખ્યામાં નામાની મુદતમાં બાર મહિનાની મુદત ગણવાનો પ્રતિબંધ કરેલો છે, અને કર ભરનારને માત્ર ૩૧ મી માર્ચ શિવાયની બીજી કોઇ તારીખે પુરા થતા બાર મહિનાનું વર્ષ ગ્રહણ કરવાની મુનસફી આપી છે. કેટલીક કોમોની બાબતમાં વેપારી વર્ષ, કેલેન્ડર વર્ષ હમેશાં હોતું નથી, પણ તે, કેલેન્ડર મહિનામાં દર્શાવતી વર્ષો વર્ષ બદલાતી, કોઇ વર્ષે બાર મહિના કરતાં જરા વધારે તો બીજા વર્ષે બાર મહિના કરતાં જરા ઓછી એવી મુદત છે. વળી, જે કોઇપણ વર્ષ ફાઇનન્શિયલ વર્ષને બદલે ગ્રહણ કરવામાં આવે તે, હાલની વ્યાખ્યા પ્રમાણે, આગલા ફાઇનન્શિયલ વર્ષની અંદરની કોઇપણ મુદતે ખતમ થવું

જોઇએ, અને એપ્રિલ માસમાં વેપારી વર્ષ પુરૂં થતું હોય એવા અસંખ્ય દાખલા છે, એટલે, આવા દાખલાની બાબતમાં જે પત્રકો અને હિસાબ ઉપર કર આકારવામાં આવે છે તે, કર આકાર્યાની તારીખ પહેલાના બાર મહિના કરતાં વધુ મુદતનાં હોય છે. આવી બાબતો માટે કલમ ૨ (૧૧) ( બ ) માં ઠરાવ એવો કરેલો છે કે, હિંદુસ્તાન સરકાર અથવા હિંદુસ્તાન સરકારે સત્તા આપી હોય તો, પ્રાંતના ઇન્કમટેક્સ ખાતાનો ઉપરી, બાર મહિના કરતાં જરા વધારે અગર ઓછું વેપારી વર્ષ "આગલા વર્ષ" તરીકે નક્કી કરી શકે. ઇરાદો એ છે કે આગલા ફાઇનન્શિયલ વર્ષના અંત પછી એક મહિના કરતાં મોડું પુરૂં થાય એવું કોઇપણ વેપારી વર્ષ ઠરાવવું જોઇએ નહીં.

૫. હાલના આકટની ૧૨ થી ૧૪-અ કલમોમાં ઠરાવેલી કર આકારવા લાયક આવકની ગણત્રી કરવાની રીતથી કર આકરવામાં ઘણી અસમાનતા થવા પામી છે. હાલના આકટ પ્રમાણે "કર આકારવા લાયક આવક" એ શબ્દોનો અર્થ કર આપનારા ઉપર સીધી આકારેલી આવક, એટલે કે, કોઇ કંપનીના વ્યાજ અથવા કોઇ પેઢીના નફામાં ભાગ શિવાય બીજાં સાધનોમાંથી થએલી તેની આવક એવો થાય છે, તેથી કરીને જે કર આપનારને કોઇ પેઢીમાંથી અને કોઇ કંપનીના નફામાંથી આવક હોય અને તે ઉપરાંત, તેના ઉપર સીધી રીતે આવક ઉપરનો કર આકાર્યો હોય એવી બીજી આવક હોય તે કર આપનાર, તે બીજી આવક રૂ. ૨૦૦૦ કરતાં વધુ હોય તે શિવાય તેના ઉપર કાંઇ કર ભરતો નથી, અને ઉલટું, કોઇ કંપની અથવા પેઢીમાંથી તેની આવક થાય તેમાંથી વિમાના પ્રિમિયમના કાપેલાં નાણાં બદલ તેને કાંઇ કપાત મળતી નથી, તેટલા માટે મુસદ્દાની કલમ ૩ અને કલમો ૧૪ થી ૧૬ માં ઠરાવેલું છે કે કર આપનારની કર આપવાની પાત્રતાનો આધાર તેની "કુલ આવક" ઉપર રહેશે, તેમજ તેની કુલ આવકના દરેક ભાગ ઉપર કયા દરે તેના ઉપર કર આકારવો તેનો આધાર પણ તેની કુલ આવક ઉપર રહેશે તથા કોઇપણ સાધનમાંથી થએલી સઘળી આવકની બાબતમાં વિમાના પ્રિમીઅમના ભરેલાં નાણાં બદલ કપાત પણ તેને મળશે. અવિભક્ત કુટુંબના કોઇ અમુક શખસે, તેની જુદી આવક ઉપર કયા દરે આવક કર ભરવો તે નક્કી કરવામાં તેને તેના કુટુંબમાંથી થએલી કોઇપણ આવક ગણત્રીમાં ન લેવાય તેટલા માટે આ કલમોમાં એક વધુ સુધારો કર્યો છે.

૬. હાલના આક્ટની ૧૪ મી કલમની શબ્દરચના પ્રમાણે દરેક સદર હેઠળની કરને પાત્ર કુલ રકમ ઉપરથી કર આકારવાની આવક નિશ્ચિત થાય છે. તેથી કરીને જ્યારે કોઈ શખસે વેપાર અથવા ધંધો કર્યો હોય અને જે શખસને મકાનની પણ આવક હોય ત્યારે, તેને ખરેખર વેપારમાં નુકશાન ગયું હોય તો, આવક કર આકારવા લાયક કુલ રકમ નક્કી કરવામાં તે સદર હેઠળ ગણેલી રકમ ગણત્રીમાં લેવામાં આવતી નથી, પણ તે બાદ કરવામાં આવતી નથી. આવકના એક સદર હેઠળ થએલું નુકશાન બીજા સદર હેઠળ થએલા નફામાંથી બાદ કરાય તેટલા માટે મુસદ્દાની ૨૫ મી કલમમાં આ ઠરાવમાં સુધારો કરવાનું યોજ્યું છે.

૭. વેપારી કર આપનારાઓ એક બીજી મુશ્કેલી વિષે ફરિયાદ કરે છે તે, હાલના આક્ટમાં નોંધેલી અને વગર નોંધેલી પેઢીઓ વચ્ચે તફાવત સંબંધી છે. તેટલા માટે આ મુસદ્દામાં તે તફાવત કહાડી નાંખ્યો છે. આ મુસદ્દાના ઠરાવ પ્રમાણે ભાગીદારીના નફા ઉપર એવા નફા તરીકે વધુમાં વધુ દરે કર આકારવામાં આવશે અને ભાગીદારી છે કે નહીં તે, કર આપનારાએ રજુ કરેલા કાગળ અથવા હિસાબ જોઇને દરેક બાબતમાં ઠરાવવાનું આસેસર ઉપર છોડયું છે. પેઢી અથવા ભાગીદારીના નફા બદલ આવક વેરો ભરવાની જોખમદારી ભાગીદારી ઉપર રહેશે છતાં બિન જરૂરી રીફંડ ન અપાય તેટલા માટે ખાતામાં સુચના કહાડવામાં આવશે કે ભાગીદારીના નફાની કેફિયત રજુ કરવામાં આવે તેજ વખતે દરેક ભાગીદાર પોતાની આવકની કેફિયતો રજુ કરે તે પ્રસંગે, આસેસરે માત્ર આ તેમની કેફિયનોમાં ભાગીદારીના નફાની આખી રકમ દાખલ કરવામાં આવી છે કે નહિ તે ચોક્કસ કરી લેવું અને જો ભાગીદારીના નફાની આખી રકમ દાખલ કરવામાં આવી હોય તો દરેક ભાગીદાર ઉપર સીધો ખરા દરે કર તેણે આકારવો. પરંતુ દરેક ભાગીદાર ઉપર આકારેલો કર તેમની પાસેથી વસુલ કરવામાં આવ્યો નહીં હોય તો અથવા વસુલ કરવામાં આવે નહીં ત્યાંસુધી ભાગીદારીના નફા ઉપર આકારેલો કર ભરવાની ભાગીદારીની જોખમદારી રહેશે.

વગર નોંધેલી પેઢીઓ ઉપર સુપરટેક્સ આકારવાનું કહાડી નાંખવાનું યોજ્યું છે અને પછી દરેક ભાગીદાર ઉપર તેની કુલ આવક ઉપર સુપર-ટેક્સ આકારવામાં આવશે. પરંતુ પેઢીના જે ભાગીદારો બ્રિટિશ હિંદુસ્તાનમાં રહેતા નહીં હોય તે ભાગીદારોના નફાના ભાગમાંથી સુપર-ટેક્સ વસુલ થઇ

શકે તેટલા માટે ૫૬ મી કલમમાં ઠરાવ કર્યો છે કે એવી પેઢીના બ્રિટિશ હિંદુસ્તાનમાં રહેતા ભાગીદારોએ અથવા પ્રતિનિધીઓએ બ્રિટિશ હિંદુસ્તાનમાં નહીં રહેતા ભાગીદારોના નફાના ભાગ ઉપર લેહેણો થતો સુપર-ટેક્સ ભરવો પડશે અને કંપનીના જે શેરહોલ્ડરો બ્રિટિશ હિંદુસ્તાનમાં નહીં રહેતા હોય અને સુપર-ટેક્સને પાત્ર હોય તેમને આપેલાં નાણાં સંબંધી એવોજ ઠરાવ તેજ કલમમાં કર્યો છે. જે બાબતોમાં બ્રિટિશ હિંદુસ્તાનની બહાર રહેનાર ભાગીદાર અથવા શેરહોલ્ડરને આપવાની નફા અથવા વ્યાજની રકમ, એવા બ્રિટિશ હિંદુસ્તાનની બહાર રહેનાર ભાગીદાર અથવા શેરહોલ્ડરની કુલ આવક હોય એમ ધારીએ તો તે સુપર-ટેક્સને પાત્ર હોય તે બાબતોમાંજ માત્ર આ જવાબદારી રહેશે. પેઢીના બ્રિટિશ હિંદુસ્તાનમાં રહેનાર ભાગીદાર અથવા પ્રતિનીધિ ઉપર બ્રિટિશ હિંદુસ્તાનની બહાર રહેનાર ભાગીદારને બ્રિટિશ હિંદુસ્તાનમાં બીજી કોઇપણ આવક થઇ હોય તેની કેફિયત તેની પાસેથી લેવાની ફરજ નાખનારો કોઇપણ ઠરાવ દાખલ કરવાનું બની શકે તેમ જણાતું નથી. એવી બીજી આવક છે એમ માનવાને કારણ હોય તે બાબતોમાં મુસદ્દાની ૪૨ મી અને ૪૩ મી કલમોના ઠરાવો ઉપર આધાર રાખવો પડશે. *

૮. વેપાર અથવા ધંધાની માલિકીમાં ફેરફાર થાય તે બાબતોમાં કરની ફાળે પડતી વહેંચણી કરવામાં મુસ્કેલીઓ નડી છે. પાછલા વર્ષની આવકના આધારેના કરની જવાબદારી વેપાર અથવા ધંધા ઉપરજ છે તથા તે કર બદલ જો કે નવા માલિક જે મુદતમાં થએલા નફા ઉપર કર આકાર્યો હોય તે મુદતના આખા વખત માટે માલિકો ન હોય તો પણ તેઓ જવાબદાર છે એવા ઠરાવ ૨૭ મી કલમમાં નાંખીને આ મુસ્કેલીઓ દૂર કરવાનું યોજ્યું છે. વેપાર અથવા ધંધાનો માલિક એકજ શખસ હોય અથવા તેમાં ભાગીદાર હોય અથવા તેની માલિકી કંપનીની હોય તોપણ આ ઠરાવ લાગુ પડશે.

---

* મુસદ્દામાં સને ૧૯૧૮ ના એકટમાં નોંધેલી અને વગર નોંધેલી પેઢીઓ વચ્ચે તફાવત રાખેલો હતો તે કાઢી નાંખ્યો છે એમ તેમાં તથા આ પેરેગ્રાફમાં લખ્યું છે પણ સીલેક્ટકમીટીના રીપોર્ટ ઉપરથી આ તફાવત પાછો દાખલ કર્યો છે ( જુઓ ૧૯૨૨ ના કાયદાની કલમ ૨ (૧૪) તથા ૨ (૧૬) અને ફાઇનન્સ એકટ ૧૯૨૨ ની કલમ ૭ સાથેનું પરિશિષ્ટ. માટે એ તફાવતના સંબંધના આ પેરેગ્રાફમાં લખેલી ટીકા રદ થયલી સમજવી. કર્તા.

## કર આકારનાર કામદારો.

૯. હાલના કાયદાપ્રમાણે આવક કરના અધિકારીઓ "ચીફ રેવન્યુ ઓથોરીટી," "કમિશનર" અને "કલેકટર" છે. આ હોદ્દા જ્યારે આવક કરનું આખું કામ પોતાના બીજા કામ ઉપરાંત સાધારણ રેવન્યુ નોકરો કરતા ત્યારે કરવામાં આવ્યા હતા. આવક કરના કામ માટે આખા વખત સારૂ વધુ નોકરો રોકયાને લીધે આ હોદ્દાના ઉપયોગમાં ઘણો ગુચવાડો ઉભો થયો છે, અને મુસદ્દામાં એવો ઠરાવ કર્યો છે કે આવક કરના અધિકારીઓના હોદ્દાનાં નામ જમીન મહેસુલના અધિકારીઓના હોદ્દાનાં નામથી જુદા હોવા જોઇએ. મુસદ્દાના ૨ જા બાબમાં ઠરાવ્યું છે કે પ્રાંતના આવક કર ખાતાનો ઉપરી કમિશનર ઓફ ઇન્કમ ટેકસના નામથી, અપીલ કરવાનો અધિકારી આસિસ્ટંટ કમિશનર ઓફ ઇન્કમ ટેકસ અને કર આકારનાર અધિકારી આસેસરના નામથી ઓળખાશે. હાલના આકટ પ્રમાણે આવક કરના નોકરોની નિમણુંક કરવાની સત્તા સ્થાનિક સરકારોના હસ્તક છે. હિંદુસ્તાન સરકાર બાબતના આકટની રૂયે કરેલી ડીવોલ્યુશન કાનુનોના ૧ લા પરિશિષ્ટની ૫૨ મી રકમ અને તે કાનુનોમાંની ૩ જી કાનુન બન્ને સાથે વાંચતાં સદરહુ કાનુન ૩ જી પ્રમાણે, જે સેન્ટ્રલ વિષયના સંબંધમાં કોઇ પણ કાયદાથી અથવા કાયદા અન્વયે સ્થાનિક સરકારને અધિકાર આપ્યા હોય તે સેન્ટ્રલ વિષયને લગતી બાબતો પ્રાંતિક વિષય છે તેથી કરીને એવા નોકર સંબધી સેન્ટ્રલ લેજીસ્લેચરમાં કાંઇપણ સવાલ પુછી શકાય નહીં અગર ચર્ચા ઉઠાવી શકાય નહીં, પરંતુ લાગતા વળગતા પ્રાંતની ધારા સભામાંજ ફકત તે સવાલ પુછી શકાય અથવા ચર્ચા ઉઠાવી શકાય. આવક કર ખાતાના નોકરોનો સઘળો ખરચ ભવિષ્યમાં હિંદુસ્તાન સરકાર કરશે માટે એવા ખરચ સંબંધી સઘળા સવાલ સેન્ટ્રલ લેજીસ્લેચરમાં ઉઠાવવા જોઇએ તે દેખીતી રીતે ઇષ્ટ છે. તેટલા માટે સ્થાનિક સરકારોના અધિકારના ઉલ્લેખ મુસદ્દામાંથી ઉડાવી દીધા છે. માત્ર કલમ ૫ (૨) માં ઠરાવેલું છે કે દરેક પ્રાંતના કમિશનર ઓફ ઇન્કમ ટેકસની નિમણુક સ્થાનિક સરકારે લખેલી કોઇપણ હકીકત વિચારમાં લીધા પછી હિંદુસ્તાન સરકાર કરશે. મુસદ્દાની કલમ ૫ (૩) થી બાકીના નોકરો નીમવા તથા તેમને બરતરફ કરવાનો, ગવર્નર જનરલ ઇન્ કોન્સિલના નિર્બંધને પાત્ર, દરેક પ્રાંતના કમિશનરને આપેલા છે, પરંતુ તે નિર્બંધના કામ માટે સ્થાનિક સરકારનો ઉપયોગ કરવાનું તથા સ્થાનિક સરકારની મંજુરીને પાત્ર, કમિશનર ઓફ ઇન્કમટેક્સ એવા નોકરને નીમે તથા

બરતરફ કરે એવો એજન્સી કાનુનોમાં ઠરાવ કરવાનું યોજ્યું છે. જો કે સ્થાનિક સરકારો નોકરોનો કાંઇપણ ખરચ આપશે નહીં છતાં તે ખાતાના સરળ અને કામિલ વહિવટના સંબંધમાં સ્થાનિક સરકારની ઓછી કાળજી રહેશે નહીં; જો કે નોકરોના ખાતાને લગતા કામના સંબંધમાં તે સરકારોની કાંઇ નિસ્બત રાખવામાં આવી નથી તોપણ ઉપર જણાવેલો છે તેટલો નિર્બંધ તેમને હોવો જોઇએ એવો મત છે.

આવક કરના નોકર સાધારણ રીતે પ્રાંતના નોકર વર્ગમાં નીમાશે, પણ કેટલાક શખસોની બાબતમાં આખા હિંદુસ્તાન માટેનો નોકરવર્ગ કર આકારે તે ઇષ્ટ છે, દાખલા તરીકે લશ્કરી અમલદારોની બાબતમાં તથા સીધા હિંદુસ્તાન સરકારના હાથ તળે બીજા ખાતાના નોકરી કરતા જે અમલદારોની આખા હિંદુસ્તાનમાં બદલી થતી હોય તે અમલદારોની બાબતમાં. એવી પણ સુચનાઓ કરવામાં આવી છે કે રેલવે કંપનીઓ જેવી ખાસ બાબતોના સંબંધમાં, આખા હિંદુસ્તાન માટે એવી ખાસ બાબતોમાં જે અમલદાર કર આકારવાનું કામ કરતો હોય તેણે કર આકારવો. ૫ (૪) કલમમા એવી બાબતોમાં અમલદારો નીમવા માટે ઠરાવ કર્યો છે.

૧૦. અત્યાર સુધી આકટો પ્રમાણે કાનુનો કરવાનું, એવી કાનુનોના અર્થ કરવાનું અને આકટોના સામાન્ય વહિવટનું કામ સ્થાનિક સરકારને સોંપેલું છે. આના લીધે જુદા જુદા પ્રાંતોમાં કાનુનોના ઠરાવોમાં તેમ જ્યાં ઠરાવ મળતા હોય ત્યાં તેમના અર્થ કરવામાં તફાવત પડેલા છે. તેટલા માટે મુસદ્દાની ૫૮ મી કલમમાં એવો ઠરાવ કર્યો છે કે સઘળી કાનુનો હિંદુસ્તાન સરકારે કરવી. કર ખાતાનો ટેકનીકલ વહિવટ હિંદુસ્તાન સરકારના હાથમાં રહેશે તે સબબે મુસદ્દાની ૬૪ મી કલમમાં ઠરાવ કર્યો છે કે હિંદુસ્તાન સરકારને, મુસદ્દા મુજબની પોતાની સઘળી અથવા કોઇપણ સત્તા સોંપે એવા કોઇ પણ અધિકારી નીમવાનો અધિકાર છે.

૧૧. હાલના આકટની ૫૧ મી કલમ પ્રમાણે ચીફ રેવન્યુ ઓથોરીટીને યોગ્ય લાગે તોજ કાયદાના સવાલના સંબંધમાં હાઇકોર્ટને લખાણ કરી ખુલાસો મંગાય. ચીફ રેવેન્યુ ઓથોરીટીની ખાત્રી થાય કે હાઇકોર્ટને કાયદાના સવાલના સંબંધમાં ખુલાસા માટે લખાણ કરવાને કર આપનાર શખસે કરેલી અરજી માલ વગરની છે અથવા તેવા લખાણની જરૂર નથી

તો તે અરજીના સંબંધમાં એવું લખાણ કરવાને તે બંધાયલી નથી. મુસદ્દાની ૬૬ મી કલમમાં એવું ઠરાવ્યું છે કે કમિશનર ઓફ ઇન્કમટેક્સને આ કારણોસર લખાણ નહિ કરવાની સત્તા હવે હોવી જોઇએ નહીં, પણ કર આપનાર શખસની અરજી ઉપર હાઇકોર્ટને કેફિયત તેણે લખવી જોઇએ. દમ વગરની અથવા નકામી અરજીઓ થતી અટકાવવા સારૂ તે કલમમાં એક એવો ઠરાવ દાખલ કર્યો છે કે એવી દરેક અરજીની સાથે રૂ. ૧૦૦ ની ફી મોકલવી જોઇએ. મહેસુલને કાંઇ નુકશાન ન થાય તેટલા સારૂ તે કલમમાં બીજો એક ઠરાવ એવો છે કે હાઇકોર્ટને કેફિયત લખી છે તેટલા ઉપરથી કર આપનાર શખસ પાસેથી કર વસુલ કરવાનું અટકી શકશે નહીં. અપીલ કરવાના આવક કરના અધિકારીએ અપીલનો નિકાલ કર્યા પછીજ સદરહુ ખુલાસા માટેનું લખાણ કરવાની અરજી થઇ શકશે. આવક કર ખાતાના ઉપરીને, પોતાની મરજીથી હાઇકોર્ટને કેફિયત લખવાની પોતાની હાલની સત્તા રહે છે.

૧૨. આવક કર આકારવાના કામને લગતી વિગતો બહાર પાડવા સંબંધી ઠરાવો વધુ સખત કરવા સારૂ હાલના આાકટની ૪૨ મી કલમના ઠરાવોને, ૫૩ મી કલમથી વિસ્તૃત કર્યા છે. આાકટ પ્રમાણે રજુ કરેલી કોઇપણ કેફિયત અથવા પત્રકમાં લખેલી વિગત સરકારી નોકર બહાર પાડે તો તે બદલ હાલના આાકટમાં માત્ર શિક્ષા ઠરાવેલી છે. આાકટ પ્રમાણે રજુ કરેલા કોઇપણ હિસાબ અથવા કાગળોમાં લખેલી અથવા આાકટ પ્રમાણે ચાલેલા કામ વખતે આપેલા પુરાવા અથવા આપેલી જુબાનીમાંની અથવા કોઇપણ કર આકારવાને લગતા દફતરમાંની કોઇપણ વિગત બહાર પાડવા માટે ૫૩ મી કલમમાં વધુ શિક્ષા ઠરાવી છે અને આવક કરનાં દફતર રજુ કરવાને અથવા તેમના સંબંધમાં પુરાવો આપવાને સરકારી નોકરોને ફરમાવવાની કોર્ટોને તે કલમમાં મનાઇ કરી છે.

## કર આકારવાની રીત અને રીફંડ (કરના ભરેલા પૈસા પાછા આપવા) બાબત.

૧૩. મુળ જગાએથી કર વસુલ કરવાની પદ્ધતિ માત્ર પગાર ઉપરના કરના સંબંધમાંજ વિસ્તૃત કરી છે. હાલના આાકટથી સરકારી નોકરોનો પગાર આપનારા શખશો ઉપર, સ્થાનિક અધિકારી ઉપર, કંપની અથવા બીજી જાહેર મંડળ અથવા સંસ્થા ઉપર, પગાર આપતી વખતે તેમાંથી

આવક કર કાપી લેવાની ફરજ નાંખેલી છે; પરંતુ નોકર રાખનારા ખાનગી શખસોએ આવક કરના અધિકારીઓ સાથે કરારનામું કર્યું હોય તે શિવાય તેમના ઉપર તેવી ફરજ નાંખેલી નથી. મુસદ્દામી કલમો ૭ અને ૧૯ (૨) થી નોકર રાખનારા સઘળા ખાનગી શખસો ઉપર આ કાયદેસરની ફરજ નાંખી છે.

૧૪. કર આકારવાને લગતી રીત સરળ કરવા સારૂ ૨૩ મી, ૨૪ મી, ૨૯ મી, ૩૦ મી અને ૫૦ મી કલમોમાં સુધારા દાખલ કર્યા છે. દાખલા તરીકે કલેકટરને લાગેકે કર આપનાર શખસે સાદર કરેલું પત્રક અમુક રીતે ખોટું છે તે પ્રસંગે, જો કે તેને કોઇપણ હિસાબ માગવાની જરૂર જણાય નહિ અને કર આપનાર ખુદ શખસની સાથે અથવા તેના પ્રતિનિધિ સાથે વાતચીત કરીને તે બાબતનો તે નિકાલ કરવા ઇચ્છતો હોય તો પણ હાલના આકટ પ્રમાણે હિસાબ માગવાની કલેકટરની ફરજ છે. વળી, કલેકટર પ્રથમ હિસાબની કેફિયત ખોટી છે અથવા અપૂર્ણ છે એમ જાહેર કરે નહિ ત્યાંસુધી હિસાબ માગવાનો હાલમાં તેને હક નથી. બીજું, હાલના આકટ પ્રમાણે કર આપનાર શખસને જાતે હાજર થવા ફરમાવવાની કલેકટરને ફરજ પડે છે અને સદરહુ આકટની એક કલમમાં એવો ઠરાવ છે કે કર આપનાર શખસ જાતે હાજર ન થાય તો તેના પ્રતિનિધી તરીકે ચીફ રેવન્યુ ઓથોરીટી આગળ માત્ર તેનો વકીલ હાજર થઇ શકે. મુસદ્દામાં એવા ઠરાવ કર્યા છે કે આસેસરને જરૂર જણાય અગર ન જણાય તોપણ હિસાબ માગવાની તેની ફરજ નથી, પણ જ્યારે તેને જરૂર જણાય ત્યારે તે હિસાબ માગી શકે અને કર આપનાર શખસને જાતે અથવા વકીલ મારફતે હાજર થવાની ફરજ પાડી શકે નહીંપણ કર આકારવાનું કામ ચાલતું હોય તેના કોઇપણ વખતે કર આપનાર શખસ જાતે હાજર થઈ શકે અથવા તેણે રીતસર લેખીત અધિકાર આપ્યો હોય એવો શખસ તેને બદલે હાજર થઇ શકે.

૧૫. હાલના આકટ મુજબ જે શખસે પત્રક રજુ કર્યું ન હોય અથવા હિસાબ રજુ કરવાની ૧૮ મી કલમ પ્રમાણેની નોટીસ પ્રમાણે જે શખસ વર્ત્યો ન હોય તે શખસને, પોતે ઇરાદાપૂર્વક અથવા જાણી જોઇને પત્રક રજુ કર્યું નથી અથવા નોટીસ પ્રમાણે વર્ત્યો નથી એવી અપીલ કરવાના અધિકારીની ખાત્રી કરી આપે તે શિવાય જે હુકમથી કર આકારવામાં આવ્યો તે હુકમની સામે અપીલ કરવાનો અધિકાર નથી.

૧૦૨૧૧



આ રીતનું પરિણામ એ થાય છે કે કર આપનાર શખસને અપીલ કરવાના અધિકારીને અરજ કરી તેનો કેસ ફરી તપાસવા માટે હુકમ મેળવવો પડે છે. ૨૯ મી અને ૩૦ મી કલમોથી આ રીતમાં ફેરફાર કરવાનું યોજ્યું છે અને તેમાં એવા ઠરાવ કર્યા છે કે એવે પ્રસંગે કર આપનાર શખસ, પોતાને માગણાની નોટીસ મળે ત્યાર પછી એક મહિનાની અંદર સીધો આસેસરને અરજ કરે અને તે તેની ખાત્રી કરી આપે કે પુરતા કારણસર તે પત્રક તૈયાર કરી શકયો ન હતો, અથવા નોટીશ પ્રમાણે વર્તવાને વ્યાજબી તક તેને મળી નહોતી તો આસેસર આકારેલો કર રદ કરે અને નવેસરથી કર આકારે.

૧૬. હાલના આકટના ઠરાવો પ્રમાણે જે આવક કર આકારવામાંથી રહી ગઇ હોય અથવા જેના ઉપર ઘણાજ ઓછા દરે કર આકારવામાં આવ્યો હોય તે આવક ઉપર કર આકારવો અથવા ફરી કર આકારવો તે, ભુલની સુધારણા અથવા રીફંડ માટેની અરજી. જે વર્ષને લગતો તે દાવો હોય તે વર્ષની આખરથી એક વર્ષની અંદર કરવાં જોઇએ. આ મુદત અપુરતી જણાઇ છે, અને મુસદ્દાની ૩૪ મી. ૩૫ મી અને ૪૯ મી કલમોમાં તે મુદત વધારીને ત્રણ વર્ષની કરવાનું યોજ્યું છે. *

૧૭. રીફંડ સંબંધી કામ કરવાની રીત સરળ કરવા સારૂ, કલમો ૧૯ (૯) અને ૨૧ થી, સીકયુરીટીના વ્યાજમાંથી આવક કર કાપી લેનારા શખસો એ સર્વ સીકયુરીટી ધારણ કરનારાઓને અને વ્યાજ ( ડિવિડંડ ) આપનારી કંપનીઓએ શેર હોલ્ડરોને, વ્યાજમાંથી કાપી લીધેલી અથવા કંપનીના નફામાંથી ભરેલી અથવા ભરવાની કરની રકમ નિર્દિષ્ટ કરનારો દાખલો આપવો જોઇએ એવી તેમના ઉપર ફરજ નાંખી છે. રીફંડ સંબંધી કાનુનો હાલમાં સ્થાનિક સરકારો કરે છે અને જે પ્રાંતના સંબંધમાં તે કરવામાં આવી હોય ત્યાંજ માત્ર તે લાગુ પડે છે. વળી તે કલમોમાં સાધારણ રીતે એવો ઠરાવ હોય છે કે જે જિલ્લામાં આવક કર ખરેખર ભર્યો હોય તે જિલ્લામાંજ માત્ર આવક કર રીફંડ ( પાછો ) આપી શકાય. ૧૦ મા પારેગ્રાફમાં જણાવ્યા પ્રમાણે, સઘળી કાનુનો હિંદુસ્તાન સરકારે કરવી એવું યોજ્યું છે અને રીફંડ બાબતની કાનુ-

* મુસદ્દામાં ત્રણ વર્ષની મુદત યોજ્યાનું લખ્યું છે પણ સીલેક્ટકમીટીના રીપોર્ટ ઉપરથી તે રદ કરી એકજ વર્ષની મુદત રાખી છે માટે એકટમાં એક વર્ષની મુદત છે. કર્તા.

તેમાં એવું ઠરાવવાનું યોજ્યું છે કે કર આપનાર શખસે ઉપર કહેલો દાખલો રજુ કરેથી જે જિલ્લામાં તેના ઉપર કર આકારાયો હોય તે જિલ્લાના આસેસર પાસેથી અથવા જો તેના ઉપર કર આકારાયો ન હોય તો જે જિલ્લામાં તે રહેતો હોય તે જિલ્લાના આસેસર પાસેથી રીફંડ લેવાનો કર આપનાર શખસને હક્ક રહેશે.

## બેવડા આવક કરમાંથી બચાવ.

૧૮. મુસદ્દાની ૪૮ મી કલમમાં બેવડો આવક કર ન લેવાય તે માટેનો એક ઠરાવ છે. હોમ ગવર્મેન્ટ અને સંસ્થાનોના તથા હિંદુસ્તાનના પ્રતિનિધિઓની કોન્ફરન્સ ( સભા ) માં નીચે પ્રમાણે ઠરાવ થયો હતોઃ— યુનાટેડ કિંગડમ અને હિંદુસ્તાન બન્ને ઠેકાણે આવક કર આકારાયો હોય તેના સંબંધમાં, ( સુપરટેકસ સુદ્ધાં ) યુનાટેડ કિંગડમના આવક કરના ખરા દરમાંથી તેજ આવકના સંબંધમાં આકારેલો હિંદુસ્તાનનો આવક કરનો આખો દર બાદ કરવો. માત્ર પ્રતિબંધ એકે કોઇપણ બાબતમાં યુનાટેડ કિંગડમે માફ કરેલો વધુમાં વધુ દર, સુપરટેકસ સુદ્ધાં યુનાટેડ કિંગડમના જે આવક કરના દરને કર ભરનાર પાત્ર હોય તે દરના અર્ધા દર કરતાં વધારે હોવો જોઇએ નહીં અને ( યુનાટેડ કિંગડમ તથા હિંદુસ્તાનના એ ) બે કરમાંથી ઓછો હોય તે કરની કર ભરનારને દાદ આપવા સારૂ કોઇપણ વધારે માફીની જરૂર હોય તો તે હિંદુસ્તાને આપવી. એટલે કે યોજના એ છે કે યુનાટેડ કિંગડમ તેમ હિંદુસ્તાન એ બન્ને ઠેકાણે આવક, કરને પાત્ર હોય તે પ્રસંગે, બન્ને દેશમાંથી કોઇપણ દેશમાં જે વધારેમાં વધારે દરે કર આકારી શકાય તે દરે આવક કર ભરવો જોઇએ. આ યોજના યુનાટેડ કિંગડમની સરકારે કબુલ રાખી છે અને સન ૧૯૨૦ ના ફાઇનન્સ આકટની ૨૭ મી કલમમાં તે દાખલ કરી છે. તે ઠરાવ પ્રમાણે, જે શખસની આવક ઉપર યુનાટેડ કિંગડમ અને હિંદુસ્તાન એ બન્ને ઠેકાણે કર આકારાયો હોય તે શખસને, યુનાટેડ કિંગડમના અધિકારીઓ પાસેથી અંગ્રેજી દરની અર્ધી રકમ સુધી, હિંદુસ્તાનમાં આકારેલા દરની રકમનું રીફંડ અથવા રીબેટ માગવાનો હક છે. તેટલા માટે મુસદ્દાની ૪૮ મી કલમમાં એવો ઠરાવ કર્યો છે કે એવા શખસને બે દેશમાંથી કોઇપણ દેશમાં જે વધારેમાં વધારે કરનો દર હોય તેનાથી વધારે દરનો કર ભરવો ન પડે તેટલા સારૂ કાંઇપણ જાસ્તી માફીની જરૂર હોય તે પ્રસંગે, તેવી માફી હિંદુસ્તાને આપવી. પણ પ્રતિબંધ એ કે હિંદુસ્તાને આપેલી માફી, આવક

કર અને સુપરટેકસ એ બન્નેના દરની રકમની અર્ધી રકમ કરતાં વધી જવી જોઇએ નહીં. હાલમાં આવક કર અને સુપરટેકસ એ બન્નેના હિંદુસ્તાનના દર યુનાટેડ કિંગડમના દર કરતાં ઓછા છે અને તેથી કરીને શરૂઆતમાં આ ગોઠવણથી હિંદુસ્તાનની મહેસુલને કાંઇ નુકશાન થશે નહીં. દરમાં કાંઇ ફેરફારને લઇને હિંદુસ્તાનનો દર અંગ્રેજી દરના અર્ધા દર કરતાં ઓછા છે અને તેથી કરીને શરૂઆતમાં આ ગોઠવણથી હિંદુસ્તાની મહેસુલને કાંઇ નુકશાન થશે નહીં. દરમાં કાંઇ ફેરફારને લઇને હિંદુસ્તાનનો દર અંગ્રેજી દરના અર્ધા દર કરતાં વધારે હોય તે પ્રસંગેજ નુકશાન થશે, અને હિંદુસ્તાનનો દર, જેટલી રકમ અંગ્રેજી દરના અર્ધા દર કરતાં વધારે હશે તેટલી રકમનુંજ માત્ર નુકશાન થશે.

૧૯. હાલના કાયદામાં ફેરફાર કરનારા તથા વધારો કરનારા બીજા ઘણા ઠરાવ મુસદામાં છે. જ્યાં ટીકાની જરૂર જણાય ત્યાં, આ નિરૂપણને જોડેલી કલમો ઉપરની નોંધોમાં, તે ઠરાવો ઉપર ટીકા કરી છે.

સિમલા, તારીખ ૧૬ મી સપ્ટેમ્બર સને ૧૯૨૧.

ડબ્લ્યુ. એમ. હેલી.

---

## કલમો ઉપર નોંધ.

કલમ ૪ (૨).—બ્રિટિશ હિંદુસ્તાનની બહાર થતી અને થોડે થોડે અંતરે આણવાથી બ્રિટિશ હિંદુસ્તાનમાં આવેલી આવકની બાબતમાં કર ભરવામાંથી એવું કહીને છટકી જવામાં આવે છે કે જે વર્ષમાં તે બ્રિટિશ હિંદુસ્તાનની બહાર થઇ તે વર્ષમાં બ્રિટિશ હિંદુસ્તાનમાં આવેલી નહીં હોવાથી જ્યારે બ્રિટિશ હિંદુસ્તાનમાં તે આણવામાં આવે ત્યારે તે આવક ન હોતાં ભેગો થએલો નફો અથવા ભેગી થએલી બચાવની રકમ અથવા મુડી લેખાય. કર ભરવામાંથી આવું છટકી જવાનું ન બને તેટલા સારૂ આ નવી પેટા-કલમ દાખલ કરી છે.*

*મુસદ્દામાં કોઇ મુદત નાંખી નથી પણ સીલેક્ટકમીટીના રીપોર્ટ ઉપરથી એકટમાં એવું ઠરાવ્યું છે કે "તે જે વર્ષમાં ઉત્પન્ન થએલી અથવા થયલી હોય તે વર્ષની આખરથી ત્રણ વર્ષની અંદર એવી રીતે મળેલો અથવા લાવવામાં આવેલો હોવો જોઇએ" એટલે આટલા શબ્દોનો વધારો કરવામાં આવ્યો છે. —કર્તા.

કલમ ૪ (૩).—હાલના આક્ટની કલમ ૩ (૨) (૭) (એટલે કે 'વારસાઓ' બાબતની કલમ ) મુસદ્દામાંથી કહાડી નાખવામાં આવી છે કારણ કે એમ કહેવામાં આવેલા છે કે વસિયતનામાની રૂયે આપેલી એન્યુઇટી આ પેટા-કલમ પ્રમાણે આવક કરમાંથી મુક્ત છે. ઉચક રકમની એન્યુઇટી મુસદ્દાની પેટા-કલમ (૭) ના ઠરાવના અમલમાં આવી જાય છે. હાલના આક્ટની કલમ ૩ (૨) ની પેટા-કલમ (૯), (એટલે કે 'નાણું ન હોય અથવા વાજબી રીતે નાણામાં ફેરવી શકાય તેમ ન હોય એવી કોઇપણ હકસાઇ અથવા નફો' બાબતની પેટા-કલમ ) કહાડી નાખવામાં આવી છે કારણ કે આ ઠરાવને લઇને હાલના કાયદા પ્રમાણે જે શખસના ઉપર કર આકારવાનો હોય તેને પેટા-ભાડુત રાખવાની સત્તા ન હોય તે બાબતમાં, ભાડુ લેવામાં આવતું ન હોય એવી જગાઉપર આવક કર આકારી શકાતો નથી, જ્યારે, જે શખસ ઉપર કર આકારવાનો હોય તેને પેટા-ભાડુત રાખવાની સત્તા હોય તે બાબતમાં, ભાડુ લેવામાં આવતું ન હોય એવી જગા આવક કરને પાત્ર છે.

કલમ ૯.—વેપાર માટે ભાડે આપેલા મકાન ઉપર તેમજ ડકકો, બીલયાર્ડ, વગેરે, જેવાં મકાન ઉપર કર આકારી શકાય તેટલા માટે આ કલમમાં ફેરફાર કર્યો છે.

કલમ ૧૦ (૨) (૬).—આ કલમમાં એવું ઠરાવેલું છે કે હિંદુસ્તાન સરકારે મંજુર કરેલા કિંમતના ઘટાડાની છુટના દર, હાલના પ્રમાણે વધારેમાં વધારે દર નહિં, પરંતુ મુકરર કરેલા હોવા જોઇએ અને તે આખા હિંદુસ્તાનમાં લાગુ પડશે. તેમાં વળી એવું ઠરાવ્યું છે કે આ દરો એ કિંમતના ઘટાડા પુરતો નફો હોય તે દરેક વર્ષે આપવો જોઇએ, અને નફા કરતાં કિંમતના ઘટાડાની છુટની રકમ જેટલી વધારે હોય તે રકમ બીલકુલ ખલાસ થઇ જાય ત્યાંસુધી વર્ષોવર્ષ આગળ ખેંચવી જોઇએ, તથા કિંમતના ઘટાડાની છુટની રકમ કર આપનાર શખસના હિસાબમાં બરાબર નાખી હોય તોપણ અને હિસાબમાં ગમે તેવી રીતે લખવામાં આવી હોય તોપણ આ પદ્ધતિ અનુસાર કામ થવું જોઇએ.

કલમ ૧૬. (૨). મુળ જગાએથી આવક કર કાપી લેવામાં આવે તે પ્રસંગે, કર આપનાર શખસ તેની બાકીની આવક ઉપર કયા દરે કરને પાત્ર છે તે નક્કી કરવા માટે તેમજ સુપર-ટેક્સની તેની પાત્રતા બદલ તેની

આવક નક્કી કરવા માટે (બાદ કરેલા કરની રકમ સુદ્ધાં) તેની આવકની કુલ રકમ લક્ષમાં લેવાની છે તે સ્પષ્ટ કરવા સારૂ આ પેટા-કલમ અને ૧૯ મી કલમની પેટા-કલમ (૪) ઉમેરવામાં આવી છે.

કલમ ૧૯ (૨).—પગારમાંથી આવક કર કાપી લેનાર શખસ, પોતે આગળ કરેલી કોઇપણ કપાતમાં ભુલ કરી હોય તે સુધારી શકે તેટલા માટે અહીંઆં ઉમેરણુ કરવામાં આવ્યું છે.

કલમ ૩૧.—હાલના આકટની ૨૨મી કલમમાંના " તથા કર ભરવા માટે પોતાને યોગ્ય લાગે તે વખત ઠરાવવો " એ શબ્દોથી ગુંચવાડો થતો હોવાથી તે કહાડી નાખ્યા છે. કર ભરવા માટે તારીખ નક્કી કરવાની આસેસરને મુસદ્દાની ૪૪મી કલમ સત્તા આપે છે.

કલમ ૩૩.—આ પેટા કલમ મુજબ કરેલી શિક્ષા આવક કર નથી એમ સ્પષ્ટ કરવા સારૂ સદરહુ આકટની ૨૪મી કલમના ઠરાવોમાં સુધારો કર્યો છે.

કલમ ૩૪.—કર આકારવા અથવા ફરી આકારવા માટે કામ ચલાવવું એટલુંજ કામ કાયદાથી ઠરાવેલી મુદતની અંદર આસેસરે કરવાનું છે તે સ્પષ્ટ કરવા સારૂ સુધારો કર્યો છે.*

કલમ ૩૫.—આસેસર પોતાની મેળે ભુલ સુધારી શકે તેમજ કર આપનાર શખસ અરજી કરીને આસેસરની જાણમાં ભુલ લાવે અને તે સુધારવા અરજ કરે તો ભુલ તેણે સુધારવી એવું ઠરાવવા માટે, તથા 'ભુલ' શબ્દનો સંબંધ આસેસરે પ્રથમ કર આકારનારો હુકમ કર્યો તે વખતે જે વિગતો તથા કાગળપત્રો તેની આગળ રજુ થએલા તેમાંથી જણાઇ આવતી ભુલની સાથેજ છે, અને આ કલમથી ફરી તપાસવાની સામાન્ય સત્તા મળતી નથી અથવા તો કર આપનાર કોઇપણ શખસને નવી વિગત રજુ કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી એમ સ્પષ્ટ કરવા સારૂ સુધારા કર્યા છે.×

---

* મુસદ્દામાં ત્રણ વર્ષની મુદત રાખી હતી પણ સીલેક્ટકમિટીના રિપોર્ટ ઉપરથી અસલ એકટ પ્રમાણે એકજ વર્ષની મુદત કરી છે અને તે પ્રમાણે નવા એકટમાં એક વર્ષની મુદત લખી છે. —કર્તા.

× મુસદ્દામાં ત્રણ વર્ષની મુદત રાખી હતી પણ આ કલમમાં પણ એકજ વર્ષની મુદત કરી છે. —કર્તા.

કલમ ૩૬.—જાહેર હિસાબમાંથી આનાના અપૂર્ણાંક કહાડી નાખવાનું યોજેલું હોવાથી આ કલમ દાખલ કરી છે.

કલમ ૩૮ (૩).—કર આપનારના હિસાબમાં અમુક રકમો આપેલી બતાવવામાં આવી હોય તે રકમો, જે શખસોને તે આપી હોય તે શખસોને તે આપવાથી તે આવક કરને પાત્ર થશે એમ માનવાને કારણ હોય તે પ્રસંગે તેવી આપેલી રકમના સંબંધમાં વિગત આપવા ફરમાવવાની આસેસરને સત્તા આપનારો આ નવો ઠરાવ છે.*

કલમ ૪૨.—બ્રિટિશ હિંદુસ્તાનની બહાર રહેનાર તેને મિલકતમાંથી અને સિકયુરીટીઓના વ્યાજમાંથી થએલી આવક ઉપર, તેમજ વેપારમાંથી તેને થએલી આવક ઉપર આવક કરને પાત્ર છે એમ સ્પષ્ટ કરવા સારૂ, તથા બ્રિટિશ હિંદુસ્તાનની બહાર રહેનાર બ્રિટિશ હિંદુસ્તાનની અંદરની જુદી જુદી શાખાના જુદા જુદા એજંટો સાથે વ્યવહાર કરતો હોય તે બાબતમાં, મહેસુલને નુકશાન ન થાય તેટલા માટે સર્વ જુદી જુદી શાખાઓનો હિસાબ એકત્ર કરવાનું ફરમાવવાનો પ્રાંતના આવક કર ખાતાના ઉપરીને અધિકાર છે એમ સ્પષ્ટ કરવા સારૂ પેટા-કલમ (૧) માં ઉમેરણ કરવામાં આવ્યું છે ×

કલમ ૪૫.—દંડ કરવાની સત્તા અને દંડ વસુલ કરવાની સત્તા એ બેમાં તફાવત બતાવવા સારૂ તથા જ્યાં આવક કર વસુલ કરવા સારૂ જુદી આવક કર વસુલ કરનારી એજન્સી રાખેલી હોય ત્યાં મ્યુનિસિપાલિટીની લહેણી રકમો જેવી રીતે વસુલ કરવામાં આવે છે તેવી રીતે તે આવક કર વસુલ કરનારી એજન્સી આવક કર વસુલ કરે અને બીજી બાબતોમાં મહેસુલ અધિકારીઓ મારફત આવક કર વસુલ કરવામાં આવશે એવા ઠરાવ કરવા માટે સુધારા કર્યા છે.

કલમ ૪૭.—પેઢીના ભાગીદારે પેઢીમાંથી નફાની જેટલી રકમ ઉપાડી હોય તે રકમ ઉપરથી નહીં પણ તે જેટલા નફાને હકદાર હોય તેટલા નફાની રકમ ઉપરથી આવક કરની તેની જવાબદારી તથા રીફંડ મળવાનો

---

* સીલેકટકમીટીના રીપોર્ટ ઉપરથી આ કલમ રદ કરી છે.

× આ કલમની પેટા કલમ (૧) માંથી "કલમ ૮ માં બતાવેલી સીકયુરીટીનું વ્યાજ" અને "એક કરતા વધારે એજન્ટો હોય તો કમીશનર નક્કી કરે તે એજન્ટના નામ પર" એ શબ્દો કાઢી નાખ્યા છે.—કર્તા.

તેનો દાવો નિશ્ચિત થાય છે તે સ્પષ્ટ કરવા સારૂ પેટા કલમ (૨) માં ફેરફાર કર્યા છે, અને જે શખસોના પગારમાંથી આવક કર ઘણાજ ઉંચા દરે કાપવામાં આવ્યો હોય તેમને આવક કરનું રીફંડ મળે તેટલા માટે પેટા કલમ (૩) માં ઉમેરો કરવામાં આવ્યો છે.

કલમ ૫૦ (ડ).—જે શખસ, ૨૪ મી કલમ મુજબની નોટીસમાં ફરમાવવામાં આવે ત્યારે હાજર થવાને ચુકશે તે ગુન્હેગાર થાય છે એવો હાલના આકટની કલમ ૩૯ (ડ) નો ઠરાવ કહાડી નાખવામાં આવ્યો છે.

કલમ ૫૨.—ખાસ આવક કરના અમલદાર નીમવામાં આવેલા હોવાથી કામ ચલાવવાની મંજુરી આપવાની સત્તા લઈ લેવામાં આવી છે. આસેસરની તે સત્તા અપીલ કરવાના અધિકારીને આપવામાં આવી છે.

બાબ ૯.—સુપરટેકસ આકારવાની તથા વસુલ કરવાની રીતના સંબંધમાં નિરૂપણના ૭મા પારેગ્રાફમાં જણાવેલી બિન નોંધેલી પેઢીઓના સંબંધમાં ફેરફાર કર્યો છે તે સિવાય બીજો ફેરફાર કરવાનું યોજ્યું નથી. હાલના આકટ મુજબ "કર આકારવા જોગ આવક" ઉપર કર લઇ શકાય છે, પણ સન ૧૯૨૦ ના સુપર ટેકસ બાબતના આકટની ૩ જી કલમમાં "કર આકારવા જોગ આવક" એ શબ્દોની આપેલી વ્યાખ્યા કાંઇક ગુંચવાડા ભરી છે અને મુસદ્દાની ૧૬ મી કલમમાં 'કુલ આવક' એ શબ્દોની વ્યાખ્યા આપેલી છે તેને બરાબર ખરેખર મળતી આવે છે. તેટલા માટે એવો ઠરાવ કર્યો છે કે કુલ આવક ઉપર કર લેવામાં આવશે, અને આવક કરના કામ માટે નક્કી ઠરાવેલી કુલ રકમ સુપરટેકસના કામ માટે છેવટની અને અવિવાદિત ગણાશે.

કલમ ૫૮.—હાલના આકટની કલમ ૪૩ (૨) ની પેટા-કલમ ૯માં કરના આકારની પતાવટની રીત તથા જે શરતોએ આસેસર, કર આપનાર શખસની સાથે તેના કરના આકારની પતાવટ કરી શકે તે શરતો ઠરાવવા કાનુનો કરવા બાબતનો ઠરાવ છે તે ઠરાવ નકામો હોવાથી કહાડી નાખ્યો છે.

કલમ ૬૨.—સમન બજાવવા માટે દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં ઠરાવેલી રીતોમાંથી કોઇપણ રીતે નોટીસ બજાવી શકાય તે સ્પષ્ટ કરવા સારૂ સહેજ ફેરફાર કર્યો છે.

કલમ ૬૩.—કર આપનાર શખસ ઉપર કઇ જગાએ કર આકારી શકાય તેને લગતા હાલના આક્ટના કલમ ૨ (૨૫) ના ઠરાવો ફરી દાખલ કરવા સારૂ, તથા આ કલમ પ્રમાણે હિંદુસ્તાન સરકારને લખાણ કરવાની કાયદા પ્રમાણે જરૂર નથી, પરંતુ લાગતાવળગતા જુદા જુદા પ્રાંતોના આવક કર ખાતાના ઉપરી સંમત થઇ શકે નહીં ત્યારેજ માત્ર લખાણ કરવાની જરૂર છે તે દર્શાવવા સારૂ આ કલમ વધારે વિસ્તૃત કરી છે.

જે જગાએ શાખા હોય તે જગાનો આસેસર તે શાખાના વેપારમાં થએલા નફા બાબત તપાસ કરી શકે તેટલા સારૂ પેટા-કલમ (૪) દાખલ કરી છે.

---

☞ ઉપલા લખાણમાં આવેલી મુસદ્દાની કલમો ૧૮, ૧૯, ૨૧, ૨૩, ૨૪, ૨૭, ૨૯, ૩૩, ૪૫, ૪૭, ૪૮, ૪૯, ૫૦, ૫૨, ૫૩, ૫૬, ૫૮, ૬૦, ૬૨, ૬૩, તે કાયદાની કલમો ૧૭, ૧૮, ૨૦, ૨૨, ૨૩, ૨૬, ૨૭, ૨૮, ૪૬, ૪૮, ૪૯, ૫૦ ૫૧, ૫૩, ૫૪, ૫૭, ૫૯, ૬૧, ૬૩, ૬૪ અનુક્રમે થઇ છે. મુસદ્દાની ૬૪ મી કલમ કાયદામાં કાઢી નાંખવામાં આવી છે.

# સીલેક્ટ કમીટીના રીપોર્ટનો સારાંશ.

ઇનકમટેક્સ તથા સુપરટેક્સના કાયદામાં સુધારો સુચવવાને નીમવામાં આવેલી કમીટીએ તૈયાર કરેલા મુસદ્દા ઉપર વિચાર કરી રીપોર્ટ કરવાને ધારાસભાની બે સંસ્થાઓ (૧) લેજીસ્લેટીવ એસેમ્બ્લી (૨) કાઉન્સીલ ઓફ સ્ટેટમાંથી એક જોઇંટ સીલેક્ટકમીટી નીમવામાં આવી હતી તેણે સર એલેકઝેન્ડર મુરેના પ્રમુખપણા હેઠળ તેર સભ્યોની સહી સાથેનો પોતાનો રીપોર્ટ તા૦ ૧૭–૧–૨૨ ને રોજ કર્યો હતો.

સદરહુ રીપોર્ટનો મુખ્ય સારાંશ નીચે પ્રમાણે છેઃ—

કલમ ૧ (૨)—"વ્યાપ્તી"ના સંબંધમાં હમે "બ્રિટિશ બલુચીસ્તાન" શબ્દનો ઉમેરો કર્યો છે.

કલમ ૨ (૧)—હમે આ પેટાકલમમાં સુધારો કર્યો છે તે એવી મતલબથી કે જેવા દાખલામાં કે જમીન મેહેસુલ બ્રિટિશ હિંદુસ્તાન સરકારના અમલદારો આકારતા હોય અથવા સ્થાનિક દરને પાત્ર હોઇને જે ઉપરનો દર સરકારના અમલદારો જમીન મેહેસુલ તરીકે આકારતા તથા એકઠો કરતા હોય તેવાજ દાખલામાં ખેતીવાડીના કામ માટે વપરાતી હોય તે જમીનનું ગણોત અથવા મેહેસુલ ફકત કરમાંથી મુકત છે. એજ પ્રમાણે પેટા કલમ "બ"માં પણ સમજવાનું છે પણ જે દાખલાઓમાં બ્રિટિશ હિંદુસ્તાન બહારના અમલદારો જમીન મેહેસુલ અથવા સ્થાનીક દર આકારતા હોય તેવા દાખલામાં આ છુટ લાગુ પડશે નહિં. મુસદ્દામાં "ફોરેસ્ટ્રીથી ઉત્પન્ન થતી પેદાશનો સમાસ થતો નથી" એ શબ્દો આ વ્યાખ્યામાં હતા તે કાઢી નાંખ્યા છે.

વળી બંગાળાના વેપારની મંડળીએ ચાહાના ઉદ્યોગ ઉપર કર નહિ નાખવાની સુચના કરેલી પણ હાલની સ્થીતીમાં એવા કોઈ પણ ફેરફારની હમે ભલામણ કરી શકતા નથી. ચોખ્ખી ખેતીવાડીના નફાને ઉદ્યોગના નફાથી છુટો પાડવામાં મુશીબતો આવે છે એ વાત હમો જાણીએ છીએ પણ યોગ્ય રીત શોધી કાઢવાનું કામ રેવીન્યુ અમલદારોને સોંપાવવું જોઇએ એમ હમે ધારીએ છીએ.

વળી એવી પણ સુચના થઇ છે કે ખેતીની જમીનના ગણોત અથવા મેહેસુલની આવક કરમાંથી મુક્ત હોવી જોઇએ નહિ પણ હમે ધારીએ છીએ કે આ બાબત આ કમીટી હાથ પર ધરે એવી નથી.

કલમ ૨ (૨)—હમે ધારીએ છીએ કે કલમ ૩ માં ઇનકમટેક્સને પાત્ર કોણ છે તે ચોખ્ખું સમજાવું જોઇએ અને તેથી તે પ્રમાણે સુધારો કર્યો છે.

કલમ ૨ (૭)—ઇનકમટેક્સના અમલદારોના તેઓના ઓદ્ધા સુચવનારા નામ આપવા માટેની જુદી જુદી હરકતોનો હમે વીચાર કર્યો છે પણ “ઓફીસર” ને બદલે “ઇનકમટેક્સ ઓફીસર” એ નામ અમોએ બદલ્યું છે તે સીવાય બીજા નામો યોગ્ય છે એમ ધારીએ છીએ.

કલમ ૨ (૮)—લોકલ ઓથોરીટી ( સ્થાનીક સત્તા ) ની વ્યાખ્યા નીરૂપયોગી હોવાથી કાઢી નાખી છે.

કલમ ૨ (૯)—“ શખસ ” ની વ્યાખ્યા નવી દાખલ કરી છે કેમકે જ્યાં એ શબ્દ આવે છે ત્યાં ( દાખલા તરીકે ૨૨ (૨) માં ) હીંદુ અવિભક્ત કુટુંબનો સમાવેશ થાય છે.

નવી કલમ ૨ (૧૩)—સરકારી નોકરની વ્યાખ્યા દાખલ કરી છે કેમકે કલમ ૫૪ માં એ સંજ્ઞા લખેલી છે એટલે કલમ ૫ માં બતાવેલા અધીકારીનેજ ફક્ત એ કલમ લાગુ પાડવાની નથી પણ ઇનકમટેક્સનું કામ કરનાર બધાને લાગુ પડશે.

કલમ ૨ (૧૪)—નોધાયલી અને વગર નોધાયલી પેઢીનો તફાવત કાઢી નાખવા સંબંધીની સુચના ઉપર લાંબો વીચાર કરતાં માલમ પડે છે કે નોધાયલી અને વગર નોધાયલી પેઢીએ બન્ને ઉપર ભારેમાં ભારે દર આકારવામાં આવે તો વગર નોધાયલી નાની પેઢીઓ અને ભાગીદારીઓને ઘણું ખમવું પડે તેથી મુસદ્દામાં સુધારો કરી આગલા ( ૧૯૧૮ ના) એક્ટ મુજબનો નોધાયલી અને વગર નોધાયલી પેઢીનો તફાવત કાયમ રાખ્યો છે અને તેથી તેની વ્યાખ્યા આપી છે અને તેથી નોધાયલી પેઢી ઉપરનો કર વધારેમાં વધારે દરથી લેવાશે અને વગર નોધાયલી પેઢી ઉપરનો કર આવકના પ્રમાણમાં આવતા ચઢતા ઉતરતા દરથી લેવાશે.

કલમ ૩ (૩)—આકારણીમાં વધારો ઘટાડો કરવાની પદ્ધતી રદ કરવા માટેના ઠરાવને અમે મળતા છીએ પણ તે એવી શરતે કે કલમ ૬૮ માં બતાવેલી ૧૯૨૧-૨૨ માં કરેલી હંગામી આકારણીમાં સને ૧૯૨૨-૨૩ માં વધારો ઘટાડો કરવોજ જોઇશે. વેપારની એક મંડળીએ કરમાંથી છટકી ગયલી સને ૧૯૧૭-૧૮ની પેદાશ ઉપરથી વધઘટ કરવાની

કરેલી સુચના કરતાં આ રસ્તો વધારે સારો છે એમ અમે ધારીએ છીએ. એ વેપારીઓની મંડળીએ કરેલી સુચના અમલમાં મુકાય એમ નથી એમ અમે ધારીએ છીએ.

એમ છતાં આ જે નવો ફેરફાર કરવામાં આવ્યો છે તેના સંબંધમાં એક બાબત એવી છે કે જેથી મુસદ્દામાં જરા ફેરફાર કરવો પડયો છે. અમારો મત એવો છે કે સને ૧૮૮૬ ના કાયદામાં જો કે પાછલા સાલની આવક ઉપર કરની ગણત્રી કરવામાં આવતી હતી પણ તે પાછલા વર્ષના બાકી રેહેલા કર તરીકે લેવામાં આવતો નહોતો પણ ચાલુ સાલના કર તરીકે લેખાતો હતો અને સગવડની ખાતર એવું ઠરાવેલું કે ધંધા રોજગારના સંબંધમાં પાછલા વર્ષની આવક ચાલુ સાલની કાયદાથી ઠરેલી કર આપવા જોગ આવક ગણવી અને તેજ કારણથી સને ૧૮૮૬ના કાયદામાં એક એવી કલમ દાખલ કરેલી કે કર ભરનાર ગુજરી જવાથી અગર નાદાર થવાથી અથવા એવા કોઇ ખાસ કારણને લીધે આવક બંધ પડે અગર નુકસાન થાય તો ચાલુ વરસની આવક ધ્યાનમાં લઇ આકારણીમાં યોગ્ય ફેરફાર કરવો. એમ છતાં આ સવાલ ધંધા રોજગારના સંબંધમાં સને ૧૯૧૮ના કાયદા મુજબ આકારણી થઈ ગઇ છે તે શીવાયની બાબતમાં ફકત નામનો છે. જો વધારો ઘટાડો કરવાની પદ્ધતી કાઢી નાખવામાં આવે તો તેનો અર્થ (સને ૧૯૧૮ના કાયદા મુજબ તે ધંધા ઉપર આકારણી થઇ છે) એવા ધંધા રોજગારના સંબંધમાં એવો થાય કે જુની પદ્ધતી કરતા નવી પદ્ધતીથી એક વર્ષનો કર વધારે અપાય અને તેથી આવા ધંધાના સંબંધમાં કંઇ પણ ખાસ ઠરાવ કરવા જોઇએ અને તેથી મુસદ્દાની કલમ ૨૬ (હાલની કાયદાની કલમ ૨૫) માં સુધારો કર્યો છે અને તે કલમ ૨૫ ની પેટા કલમ ૧ તથા ૩થી સ્પષ્ટ માલમ પડશે. આ એકટ અમલમાં આવતા પહેલાં

સને ૧૯૨૧-૨૨માં પગાર અને સીકયુરીટીના વ્યાજની રકમોમાંથી તે ચુકવી આપતી વખતે ઇનકમટેકસ કપાઇ ગયો હશે અને કરની આકારણી કરવામાં નવા એકટથી જે ફેરફાર થાય તેનું પરીણામ એવું આવે કે આ સાધનોથી થતી આવક લેનારા સખસો સને ૧૯૨૨-૨૩માં તેની તેજ એજ સાધનોથી સને ૧૯૨૧-૨૨માં થયલી આવક ઉપર ફરી કર આપવા કાયદાના શબ્દાર્થ પ્રમાણે પાત્ર થઇ જાય તેમ નહી થાય તે સારૂ અમે ઠરાવીએ છીએ કે ખાતા તરફથી યોગ્ય સુચના થવી જોઇએ કે જેથી આવી રીતે થતું અટકે.

કલમ ૪ (૨)—આ કલમ બાબત એવી ટીકા કરવામાં આવી છે. કે ધારેલા હેતુ કરતાં આપણે વધી જઇએ છીએ અને વળી આ કલમ જેમની તેમ રેહેવા દઇએ તો પછી મુડી અને આવકમાં તફાવત રેહે નહીં તેથી એ પેટા કલમમાં એવો સુધારો કર્યો છે કે ધંધા રોજગારની બાબતમાં એવો નફો જે વર્ષમાં ઉત્પન થયલો અથવા થયલો હોય તે વર્ષની આખરથી ત્રણ વર્ષની અંદર કલમમાં બતાવેલી રીતે મળેલો અથવા લાવવામાં આવ્યો હોય તો તેનેજ આ કલમ લાગુ પડશે. સારાંશ કે ગમે તેટલા વર્ષને બદલે ત્રણ વર્ષની મુદત રાખવામાં આવી છે.

કલમ ૪ (૩)—વારસાને લગતી સને ૧૯૧૮ના કાયદાની કલમ ૩ (૨) (૭) રદ કરવામાં આવી છે તેથી કેટલેક ઠેકાણેથી શક ઉત્પન્ન થયો છે પણ ઉચક રકમના વારસાઓ આ કલમની પેટાકલમ ૭ થી ચોખ્ખી રીતે મુકત છે. સઘળા ટ્રસ્ટોના સંબંધમાં એક વખત ટ્રસ્ટીના ઉપર આકારણી થાય અને તેની તેજ આવક વારસદારના હાથમાં આવેલી ગણી બીજી વાર આકારણી થાય એવી રીતે બેવડો કર લેવામાં આવશે નહીં એ બાબત ચોખ્ખી છે કે નહીં તે સવાલ ઉપર અમે વીચાર કર્યો છે. અમે સંતોષ પામ્યા છીએ કે કલમ ૪૦ તથા ૪૧માં આવી બાબતમાં સ્પષ્ટ ખુલાસો છે કે તેમાં બતાવેલા ખાસ સંજોગોમાંજ ટ્રસ્ટી ઉંપર કર આકારવામાં આવશે.

વળી નાણું ન હોય અથવા વ્યાજબી રીતે નાણામાં ફેરવી શકાય તેમ ન હોય એવી કોઇ પણ હકસાઇ અથવા નફાને કરમાંથી મુકત કરનારી સને ૧૯૧૮ના કાયદાની ૩ (૨)ની પેટાકલમ (૯)ને કાઢી નાખવાના ઠરાવ સાથે અમે મળતા છીએ કેમકે તે રેહેવા દેવાથી સમાનતા રહેતી નથી પણ હમે એવા ઠરાવ ઉપર આવીએ છીએ કે વગર ભાડાના મકાનની બાબતમાં જો તેના કબજેદાર પર વાર્ષીક કીંમત માટે કર લેવામાં આવે તો તે વાર્ષીક કીંમત નોકરીઆત શખસોના સંબંધમાં તેના પગારના દશ ટકા કરતાં વધારે હોવી જોઇએ નહી એવી સમજુત ખાતા તરફથી થવી જોઇએ.

કલમ ૫—હમે ઓલઇન્ડીઆ કમીટી સાથે મળતા થઇએ છીએ કે આ કાયદા મુજબની રૂલો, તેના અર્થ અને કાયદાનો વહીવટ હિંદુસ્તાન સરકારના હાથમાં આવ્યો છે તેથી હિંદુસ્તાન સરકારે તે કામ સારૂ

એક સત્તા સ્થાપવી જોઇએ અને તે સત્તા સ્થપાયાનું કાયદામાં લખાણુ હોવું જોઇએ તેથી સારામાં સારો રસ્તો એ છે કે એ સત્તાનું નામ બોર્ડ ઓફ ઇન્લેન્ડ રેવીન્યુ રાખવું.

કલમ ૮—સ્થાનિક સરકારે આવક ઉપરના કરથી મુક્ત એવી રીતની સીક્યુરીટીઝ કાઢી છે તેને માટે અમારે વિશેષ ઠરાવ આ કલમ સાથે દાખલ કરવો પડયો છે. આવી સીક્યુરીટીઝ પરનો આવક વેરો સ્થાનીક સરકારે પોતેજ આપવાનો છે.

વળી અમે ભલામણ કરીએ છીએ કે જયારે કોઇ કરને પાત્ર હોય એવા શખસની સીક્યુરીટીમાંથી ઉત્પન થતી આવક હોય અને તેણે એ સીક્યુરીટી ખરીદવા સારૂ બેંકમાંથી ઉધાર નાણું લીધું હોય અને તેને લીધે તેને બેંકને વ્યાજ આપવું પડતું હોય તો ઉધાર લીધેલા નાણા ઉપરના વ્યાજની રકમનું બેંકરનું સર્ટીફીકેટ મેળવ્યાથી જે વ્યાજ તેણે બેંકરને આપ્યું હોય તે વ્યાજ સીક્યુરીટીમાંથી ઉત્પન થતા વ્યાજની સામાં મજરે લઇ શકાય એવી રીતની કારોબારી સુચના કરવાની અમે ભલામણ કરીએ છીએ.

કલમ ૯—આ કલમમાં જમીનનો અર્થ મકાનને લગતીજ જમીન છે એવું અમે યોજ્યું છે. ઇમારતી વગેરે સામાન ભરી રાખવા શહેરના ખુલ્લા ભાગમાં જમીન ભાડે આપી હોય તો તેની આવક કલમ ૧૨ના આધારે આકારશે.

વળી અમે આ કલમની પેટા કલમ ૧માં વીશેષ ઠરાવ એવા વીચારથી દાખલ કર્યો છે કે તે પેટા કલમ મુજબની છુટની રકમો એકંદરે વાર્ષીક કીંમત કરતાં કોઇ પણ દાખલામાં વધવી જોઇએ નહીં. પેટા કલમ ૨૪માં એક ખાતે થયલું નુકસાન બીજે ખાતે થયલા નફામાંથી મજરે લેવાનું ઠરાવ્યું છે તેથી હમોને આ પ્રમાણે કરવાની જરૂર જણાઇ છે.

વળી પેટા કલમ ૨ના વિશેષ ઠરાવમાં "માલીકની કુલ આવક" એ શબ્દો એવા ઇરાદાથી દાખલ કર્યા છે કે તે આવકવાળાની આ કાયદા મુજબ કરને લાયકની પેદાશજ કુલ આવકમાં ગણવાની છે પણ આકારી નહીં શકાય એવી પેદાશનો કુલ આવકમાં સમાવેશ થતો નથી.

વળી મ્યુનીસીપાલિટીના અથવા સ્થાનિક કરની રકમની છુટ મળવી નહીં જોઇએ તે બાબત અમો મળતા થઇએ છીએ. વળી પેટા કલમ ૬

તથા ૭માં બતાવેલી છુટની રકમોની વધારેમાં વધારે હદ એક્ટમાં સ્પષ્ટ દાખલ કરવી જોઇએ એવી થયલી સુચના હમે કબુલ રાખવા અશકત છીએ.

કલમ ૧૦—ધંધા રોજગારમાં એક વર્ષે થયલું નુકસાન બીજે વર્ષે ખેંચાય તે બીજા વર્ષ અગર વર્ષોમાં થયલી પેદાશમાં મજરે મળવું જોઇએ એવી થયલી માંગણીની અમે વીરૂદ્ધ છીએ.

વળી ઓલઇન્ડીઆ કમીટીની સુચના સાથે અમે મળતા થઇએ છીએ કે નહી વસુલ થાય એવું લેહેણું ( Bad debts ) વેપારને અંગે થયલા ખર્ચ તરીકે મજરે મળવું જોઇએ એવી કલમ દાખલ કરવાનું સલાહ ભરેલું નથી કેમકે વેપારી રીત પ્રમાણે હીસાબ રાખવામાં આવ્યા હોય છે તેવાજ હીસાબમાં એવી રકમ હોઈ શકે. એમ છતાં પણ જ્યારે જ્યારે કર આકારાયલા શખસે રાખેલા હીસાબની રીત પ્રમાણે એવી રકમ બંધબેસ્તી હોય ત્યારે એવા કધર લેણાની રકમ મજરે આપવાના હુકમ ખાતાની રૂએ નીકળવા જોઇએ. અમે અંદરના વીમાને માટે રીઝર્વ ખાતે લીધેલી રકમ મજરે આપવાની માગણી કબુલ કરી શકતા નથી.

નફો એકદમ જતો ન રહે તેને સારૂ વીમાના હફતાની રકમને વેપારના અંગની છુટ તરીકે મજરે આપવા બાબતનો કોઇપણ ઠરાવ દાખલ કરવાનું હમે સલાહ ભરેલું ધારતા નથી. પણ તેમ છતાં ખાતા તરફથી એવી સુચના નીકળવી જોઇએ કે જ્યારે એવો ધંધો કરનાર આવી કોઇ છુટ માંગે તો વીમા કંપનીમાંથી જ્યારે રકમ મળે ત્યારે તે ઉપર ઇન્કમટેક્સ આપાશે એવી કબુલત તે આપે તો તેવી છુટ આપવી. કલમ ૯માં બતાવેલી ભાડાના નુકસાનના વીમા બાબત પણ એવીજ સુચનાઓ કાઢવી,

પેટા કલમ ૨ (૫) અને ૨ (૬) માં "સરસામાન" શબ્દ દાખલ કર્યો છે કારણકે સરસામાનને દુરસ્ત કરવાનો અને તેના ઘસારાનો ખર્ચ ખરેખરો વેપારના અંગનો ખર્ચ છે. એમ છતાં ખાતાની રૂએ એવા હુકમો નીકળવા જોઇએ કે જ્યારે ઘસારાનો ખર્ચ માગવામાં આવે ત્યારેજ તે મજરે આપવો જોઇએ અને ત્યારે તેની જગ્યાપર લીધેલા નવા સામાનની ખરીદીની રકમ મજરે આપવી નહિ. અને ઘસારાનો ખર્ચ નહી માગવામાં આવે ત્યારે નવા સામાનની ખરીદીની રકમ મજરે આપવી.

પેટા કલમ ૨ (૬) ની રકમ (ક) અને ૨ (૭) માં સને ૧૮૮૬ ના એકટમાં આપેલી ઘસારા માટેની છુટને માટે અમોએ ગોઠવણ કરી છે.

વળી વેપારને અંગે વપરાતી જગ્યા જેટલા ભાગ ઉપર લેવામાં આવતા મ્યુનીસીપાલીટીના અથવા સ્થાનીક સત્તાના કરની રકમ શીવાય બીજી જગ્યા ઉપર લેવાતા એવા કરની રકમ વેપારના અંગે થયલા ખર્ચ તરીકે ગણી લેવાની સુચના કરવામાં આવી છે તે અમે કબુલ રાખી શકતા નથી.

કંપની અને પેઢીઓએ સ્થાપેલા ખાનગી પ્રોવીડન્ટ ફંડોમાં નોકરીએ રાખનારાઓએ રકમો ભરી હોય તેની છુટ મુકવા કાંઈ ખાસ ગોઠવણ કરવાનું હમે સલાહ ભરેલુ ધારતા નથી. એમ છતાં આવા ફંડો ટ્રસ્ટ તરીકે હોય અને જ્યાં નોકરીએ રાખનારાઓએ ભરેલી રકમો કોઇ પણ વખતે તેઓ પાછી લઇ શકે એમ હોય નહી, તો તેવી ભરેલી રકમ મજરે આપવાનો વહીવટ રાખવો જોઇએ એમ અમે ધારીએ છીએ.

કલમ ૧૩—એવા સવાલો ઉઠાવવામાં આવ્યા છે કે જ્યારે કોઇ પણ પેઢીની શાખાઓના હીસાબો ત્રણ વરસે અથવા પાંચ વરસે પુરા થતા હોય અથવા કેટલાક વેપારીઓનો વહીવટ એવો છે કે પોતાની અને પોતાના જેવો ધંધો કરનાર શખસોની વચ્ચે ચાલતા વહીવટ બાબત વેપારી રીત પ્રમાણે હીસાબ રાખતા હોય અને પોતાની અને ઘરાકોની વચ્ચે ચાલતા વહીવટમાં રોકડ આપલેથી હીસાબ રાખતા હોય ત્યારે તેઓની બાબતમાં કઇ જાતની હીસાબી રીત ગણાય ? જુદી જુદી જાતના એવા વર્ગો બાબત કાયદામાં ઠરાવો કરવા એ અશક્ય છે. ઉપર જણાવેલી બે ખાસ બાબતોના સંબંધમાં અમારો મત એ છે કે પેહેલી બાબતમાં છેલ્લા હીસાબ શાખાઓના જે નફા બાહાર પડયા હોય તેના સરેરાસ નફા ઉપર અગર અમુક શાખા અમુક વર્ષમાં બંધ થવાથી હીસાબમાં નક્કી થયલા ખરેખરા નફા ઉપર કર આકારી શકાય અને બીજી બાબતમાં તેમા બતાવેલી હીસાબની રીત "નીયમીત ચાલતી આવેલી રીત" તરીકે એવી શરતે કબુલ રાખવી કે તેની તેજ રીત વર્ષોવર્ષ ચાલુ રાખવામાં આવે.

આ કલમમાં એવો એક ચોક્કસ ઠરાવ નાખવાની સુચના થઇ છે કે જ્યારે કર આકારાયલો સખસ હીસાબની રીત બદલે ત્યારે ઇનકમટેક્સ ઓફીસરને આવા ફેરફારથી કોઇ નફો ગણવો રહી જાય નહી તેની ખાત્રી

કરવા સત્તા મળવી જોઇએ અને એવી ચોક્કસ પેટા કલમ કરવી જોઇએ કે ઇનકમટેક્સ ઓફીસર ઠરાવે તે શરતોથી ઇનકમટેક્સ ઓફીસરની પરવાનગીથી પોતાની હીસાબની રીત બદલી શકે અને ઇનકમટેક્સ ઓફીસર આ બાબત જે ઠરાવ કરે તેના ઉપર આસીસ્ટંટ કમીશનરને અપીલ થઇ શકે. એ સુચના ઉપર અમે વીચાર કર્યો છે અને ઠરાવીએ છીએ કે આ બન્ને સુચનાનો પુરો જવાબ આ કલમના વીશેષ ઠરાવથી થઈ જાય છે અને તે વીશેષ ઠરાવથી ઇનકમટેક્સ ઓફીસરને રીત બદલાયાના વરસમાં નવી રીત રદ કરવાની સત્તા મળી છે અને કલમ ૩૦ પ્રમાણે ખુદ આકારણી ઉપર જે અપીલ થઇ શકે છે તેમાંજ ઇનકમટેક્સ ઓફીસરના એવા હુકમની વીરૂદ્ધ તકરાર કરવાનું બંધારણ છે.

કલમ ૧૪—અમે આ કલમમાં સુધારો કર્યો છે તે એવું સ્પષ્ટ કરવાને કે હિંદુ એકત્ર કુટુંબના છુટા શખસોની અવિભક્ત કુટુંબમાંથી મેળવેલી આવક તેના ઉપર સુપર-ટેકસ ઠરાવવામાં ગણીલેવામાં આવશે નહીં. વળી જે કંપની અથવા પેઢી ઉપર ઇનકમટેક્સની આકારણી થઇ હશે તેનીજ પેદાશ ઉપરનો તેના ભાગીદાર પાસે કર લેવામાં આવશે નહી એવી રીતની સને ૧૯૧૮ના એકટની કલમ આ મુસદ્દામાં અમોએ ફરી દાખલ કરી છે. હિંદુસ્તાન બાહારની કંપનીમાંથી મેળવેલું ડીવીડન્ડ (વહેંચણી) કોઇ સખસને મળતું હોય તો તેની બાબત માટે બંદોબસ્ત કરવો રહી નહી જાય તેને માટે આ પ્રમાણે કરવું પડયું છે.

વળી અમે પેટા કલમ ૨ (બ)માં સુધારો કર્યો છે તે એવું સ્પષ્ટ કરવાને કે જ્યાં ભાગીદારોના દસ્તાવેજમાં એવું લખ્યું હોય કે ભાગીદારોએ કોઇ પણ વર્ષમાં નફાના અમુક ભાગ કરતાં વધારે રકમ ઉપાડવી નહીં અથવા નફાનો અમુક ભાગ ધર્માદામાં વાપરી નાખવો તો તેમના એક ભાગીદારપરનો સુપરટેકસ ઠરાવવા માટે અને તેની બીજી પેદાશ ઉપરના આવક વેરાનો દર નક્કી કરવા માટે ( એ બન્ને બાબતમાટે ) તેની કુલ આવક નક્કી કરવામાં જે રકમ ગણવાની તે પેઢીની કર આકારવા લાયક તમામ નફા મધ્યેની તેની હીસ્સે પડતી રકમ ગણવાની છે.

કલમ ૧૫—આ કલમમાં હમે સુધારો કર્યો છે તે એવા ઇરાદાથી કે હિંદુ અવિભક્ત કુટુંબના સંબંધમાં કુટુંબના મુખ્ય માણસ ઉપરાંત બીજા માણસોની જીંદગીના વીમાના પ્રીમીઅમની રકમની પણ છુટ મળવી જોઇએ

કલમ ૧૮—પેટા કલમ (૨)માં સને ૧૯૧૮ના કાયદા તથા અમારા પર આવેલા મુસદ્દામાં કર આકારવા લાયક પગાર ગણવાની જે રીત હતી તેમાં સુધારો કર્યો છે. વળી જો એક વખતે વધારે રકમ કપાઇ હોય તો બીજે વખતે તે મુજરે આપવી એ ચોખ્ખું કરવાને આ પેટાકલમના વીશેષ ઠરાવમાં અમોએ ફેરફાર કર્યો છે. વળી નોકરીએ રાખનાર શખસ પગાર કરતી વખતે કર કાપી લેવાને બંધાયલો છે એવી શરત હમે બહુ મતે કાયમ રહેવા દીધી છે.

વળી પેટા કલમ (૩) ની બાબતમાં સીકયુરીટીના વ્યાજમાંથી વ્યાજ આપતી વખતે બારેમાં બારે દરે કર કાપી લેવામાં આવે છે તેને લીધે સીકયુરીટીવાળા કર ભરનારને ઘણી મેહેનત પડે છે તે બાબતની ફરીઆદનો હમે વીચાર કર્યો છે. રીફંડના સંબંધમાં સીકયુરીટીના વ્યાજમાંથી આવક વેરો કાપી લેનાર શખસે " આવક વેરો કાપવામાં આવ્યો છે " એવી રીતનું સરટીફીકેટ આપવા બાબત મુસદ્દામાં ગોઠવણ કરવાથી અને જે જીલ્લામાં કર આકારવામાં આવ્યો હોય અથવા જે જીલ્લામાં કરને પાત્ર શખસ રહેતો હોય તે જીલ્લામાં તેને રીફંડ મળી શકે અને જે જીલ્લામાં શરૂઆતમાં કર કાપવામાં આવ્યો હોય ત્યાંથીજ રીફંડ મેળવવાની તેને ફરજ પાડી શકાય નહીં અને સરટીફીકેટને કર ભર્યા બાબતના છેવટના પુરાવા તરીકે ગણી લેવું આવી રીતનું બંધારણ રીફંડ બાબતની રૂલોમાં રાખવાથી આ સંબંધમાંની ઘણી મુસ્કેલીઓનો છેડો આવશે. તે છતાં પણ હમે ધારીએ છીએ કે આ ઉપરાંત ખાતા તરફથી એવા હુકમ કાઢવા જોઇએ કે જે બાબતમાં ઇનકમટેકસ ઓફીસરની ખાત્રી થાય કે એક શખસને સરકારી સીકયુરીટીના વ્યાજ શીવાય બીજી આવક નથી તે બાબતમાં તે સીકયુરીટીના વ્યાજની પેદાશનેજ લાગુ પડતા દર પ્રમાણે ઇનકમટેકસ કાપવાનું સરટીફીકેટ ઇનકમટેકસ ઓફીસર આપશે અને જે બાબતમાં ઇનકમટેકસ ઓફીસરની ખાત્રી થાય કે સરકારી સીકયુરીટી ધરાવનારને કર આપવા લાયક પેદાશજ નથી તો તેવું સરટીફીકેટ આપવું જોઇએ કે જેથી તે સીકયુરીટીનું વ્યાજ આપનાર અમલદાર વ્યાજ આપતી વખતે કંઇ પણ કરની રકમ કાપે નહી અને અમે એવું ધારીએ છીએ કે આવા સરટીફીકેટો તે સરટીફીકેટો રદ થાય ત્યાં સુધી અમલમાં રેહેવા જોઇએ અને દર વર્ષે પાછા તાજાં કરવાની જરૂર રેહેવી નહીં જોઇએ.

કલમ ૧૯—જેવા દાખલામાં નોકરીએ રાખનાર અથવા સીકયુરીટીનું

વ્યાજ આપનાર બ્રીટીશ હીંદુસ્તાનમાં નહી રેહેતો હોય અને જે દાખલામાં કરને પાત્ર શખસનો પગાર દર વરસે રૂ. ૨૦૦૦) ની અંદર હોવાથી ઇનકમટેક્સ કપાયો નહીં હોય તે દાખલામાં કરને પાત્ર શખસ તરફથી કર પરભાર્યો આપવામાં આવે તે સારૂ આ કલમમાં જોઇતો સુધારો કર્યો છે.

કલમ ૨૦—દરેક કંપનીના મુખ્ય અમલદારે આપવાના સરટીફીકેટમાં કરની રકમ અને દર લખવો જોઇએ એ શરત કાઢી નાખી છે કેમકે સંખ્યાબંધ દાખલામાં તેમ થવુ અસંભવીત થઈ પડશે અને એવી બાબતમાં જે દીવસે ડીવીડન્ડ જાહેર થાય તે વખતે જે દર ચાલતો હોય તે દરે કર લેવાય છે એમ સમજાવવું જોઇએ એમ અમે ધારીએ છીએ, જુઓ કલમ ૪૮ (૧)

કલમ ૨૧—આ કલમમાં પંદર દિવસની મુદત હતી તે ઘણી ઓછી હોવાથી ત્રીસ દિવસની કરી છે. પેઢીની શાખા હોય ત્યાં ઠરાવેલા શખસે પત્રક ભરવા બાબત કલમમાં સુધારો કર્યો છે.

કલમ ૨૨—જો કોઈ કરને પાત્ર શખસને નુકસાન થયુ હોય તો તે નુકસાન બતાવવાને શકતીવાન થાય એવી રીતની ગોઠવણવાળાં પત્રક બનાવવાની અને મુસદામાં વાપરેલી નવી શબ્દ રચના પ્રમાણે એકરારમાં જોઇતો ફેરફાર કરવાની સુચના અમે મંજુર કરીએ છીએ અને કાનુન બનાવતી વખતે એ પ્રમાણે અમલ કરવાની ભલામણ કરીએ છીએ.

વળી અમે પેટાકલમ ૩ નવી દાખલ કરી છે તે એટલા માટે કે એક શખસે વખતસર આવકનું પત્રક પુરૂ પાડયુ નહી હોય અથવા પત્રક પુરૂ પાડયા પછી કોઇ બાબત દાખલ કરવી રહી ગઈ હોવાનું અથવા તેમાં ખોટી હકીકત લખાઇ ગઇ હોવાનું માલમ પડયું હોય તો આકારણી થયા પેહેલા પત્રક અગર સુધારેલું પત્રક તે પુરૂ પાડી શકે અને જયારે તે પ્રમાણે પત્રક મોકલે ત્યારે પત્રક નહિ મોકલ્યા બાબત તેના ઉપર કામ ચાલે નહીં અને પ્રથમના પત્રકમાં ખોટી હકીકત મોકલવા બાબત સજાને પાત્ર થાય નહીં અને પેટા કલમ ૪ નો એક વીશેષ ઠરાવ દાખલ કર્યો છે કે જેથી ઇનકમટેકસ ઓફીસરને હીસાબના વર્ષ પેહેલાના ત્રણ વર્ષ કરતાં વધારે મુદતના હીસાબો મંગાવવામાંથી અટકાવવામાં આવ્યા છે. દસ્તાવેજ રજુ કરાવવાના સંબંધમાં એવી કોઇ મુદત નહીં રાખી શકાય એ વીચાર સાથે અમે મળતા છીએ.

કલમ ૨૩—આ કલમમાં આકારણી કર્યાના હુકમની નકલ કરને પાત્ર માણુસને બધા દાખલામાં આપવીજ જોઇએ એવી સુચના અમે કબુલ

રાખતા નથી. ખાતા તરફથી એવા હુકમો નીકળવા જોઇએ કે કોઇપણ કર ભરનાર જો ઇચ્છા બતાવે તો વગર ફીએ નકલ મળવી જોઇએ એ સંબંધમાં ઓલ ઇન્ડીઆ કમીટીને અમે મળતા છીએ.

કલમ ૨૪- પેટાકલમ ૨ દાખલ કરવાનું કારણ એવું છે કે નોંધાયલી પેઢીના ભાગીદારો પેઢીએ ભોગવેલા નુકસાનમાંનો તેનો હીસ્સો પોતાની બીજા ધંધાથી થતી આવકની સામા મજરે મેળવી શકે.

કલમ ૨૫—આ કલમમાં વધારે અગત્યના ફેરફારની વીગત કલમ ૩માં બતાવી દીધી છે. પેટા કલમ ૧માં એવુ સ્પષ્ટ કરવા સારૂ સુધારો કર્યો છે કે કર આકારેલા પાછલા વરસની આખર અને ધંધો બંધ કર્યાની તારીખ વચ્ચેની મુદ્દતની આવકના ઉપર આકારણી કરવાની છે. પેટા કલમ ૨માં એવો સુધારો કર્યો છે કે ધંધો બંધકર્યા પેહેલાં નોટીસ આપવાની નથી પણ ધંધો બંધકર્યા પછી પંદર દીવસની અંદર નોટીસ આપવાની છે.

કલમ ૨૭—આ કલમમાં " રદ કરવાને મુખત્યાર છે " એ શબ્દોને સુધારી તેને બદલે " રદ કરવોજ જોઇએ " એ શબ્દો મુકયા છે કેમકે હમે ધારીએ છીએ કે એમાં જણાવેલી બાબતમાં નવી આકારણી કરવાને ઇ. ટે. ઓફીસર બંધાયલા હોવા જોઇએ.

કલમ ૩૦—પેટાકલમ ૩ માં અપીલ સાથે ઠરાવની નકલ મોકલવીજ જોઇએ એવું બંધારણ હતું તે અમોએ કહાડી નાખ્યું છે. વળી "આકારણી વીરૂદ્ધ અરજી" એ શબ્દોને બદલે "અપીલ" શબ્દ મુકયો છે કેમકે તે વધારે યોગ્ય શબ્દ છે. કયા ખાસ હુકમોની વીરૂદ્ધ અપીલ ચાલી શકે તેમાં કલમ ૨૫ (૨) કલમ ૨૮ અને કલમ ૨૭ના હુકમની વીરૂદ્ધ પણ અપીલ ચાલી શકે એવો વધારો કર્યો છે.

પેટા કલમ ૩ માં અપીલ સાથે ઠરાવની નકલ મોકલવીજ જોઇએ એવું બંધારણ હતું તે કાઢી નાંખ્યું છે.

કલમ ૩૧—પેટાકલમ (૨) માં આસીસ્ટંટ કમીશ્નરને ઇનકમટેકસ કલેકટર પાસે વધારે તપાસ કરાવવાની સત્તા આપી છે અને સુનાવણીને દીવસેજ અપીલ સાંભળનારે હુકમ કરવા જોઇએ એવું બંધારણ રાખ્યું નથી અને વીશેષ ઠરાવમાં એવી શરત દાખલ કરી છે કે અપીલ કરનારને આકારણી વીરૂદ્ધ કારણ બતાવવાની વ્યાજબી તક આપ્યા શીવાય આકારણી વધારવી નહીં.

કલમ ૩૨—નવી કલમ આસીસ્ટંટ કમીશ્નરના કલમ ૨૮ તથા ૩૧ (૩)ના હુકમ સામા અપીલની દાખલ કરી છે.

કલમ ૩૩—કમીશ્નરને ફરી તપાસવાના અધિકાર બાબતની છે અને તે આકારણી સંબંધીના કામકાજ બાબત છે એટલુંજ નહીં પણ તમામ કામકાજ તપાસવાના અધિકારની છે.

કલમ ૩૪—અમારામાંની મોટી સંખ્યા એવા મતની છે કે ત્રણ વર્ષની મુદતને બદલે એકજ વર્ષની મુદત રાખવી અને તે પ્રમાણે કલમ ૩૫ તથા ૫૦માં પણ તેટલીજ એક વર્ષની મુદત રાખવી.

વળી અમે આ કલમના ઠરાવો કલમ ૬૮ સાથે વાંચતાં ૧૯૨૧–૨૨ના સાલમાં જે શખસો ઉપર આકારણી નહી થઇ હોય અથવા જેઓ હંગામી આકારણીને લાયક ઠર્યા નહીં હોય તે શખસના ઉપર વધઘટની આકારણી સને ૧૯૨૨-૨૩માં કરાવા ઇનકમટેક્સના અધીકારીઓને સત્તા આપે છે એ વાત સ્પષ્ટ કરવા મુસદ્દામાં સુધારા કર્યા છે.

વળી અમે વીશેષ ઠરાવ એવી આકારણીના દર બાબત કર્યો છે.

કલમ ૩૮—પેટાકલમ ૧માં મેનેજરનું નામ માંગવાની સત્તા આપનારો સુધારો કીધો છે. પેટાકલમ ૩ કાઢી નાખી છે, કેમકે કરને પાત્ર શખસના હીસાબમાં જે જે રકમો આપવામાં જણાવી હોય તે બાબત પુરાવો આપવામાં નહી આવે તો તેવી રકમો હીસાબમાં મજરે નહી આપવાની ઇ. ટે. ઓફીસરને પુરતી સત્તા છે.

કલમ ૪૨—પેટા નલમ ૧ માંથી "કલમ ૮ માં બતાવેલી કોઇ સીક્યુરીટીના વ્યાજમાંથી" શબ્દો કાઢી નાખ્યા છે તેમજ "ઘણા એજન્ટ હોય તો કમીશ્નર ઠરાવે તે એજન્ટ" એ શબ્દો પણ કાઢી નાંખ્યા છે કેમકે એ શબ્દો રેહેવા દેવાથી ઘણી હરકતો આવશે.

કલમ ૪૪—બંધ પડેલી પેઢી અથવા ભાગીદારીપરનો કર તેના બંધ પડતી વખતના સભાસદો આપવા જવાબદાર છે એ સ્પષ્ટ કરવાને આ કલમ નવી દાખલ કરી છે.

કલમ ૪૫—"નોટીસ અથવા હુકમની તારીખ"ને બદલે "તેની બજાવણીની તારીખથી" એવા શબ્દો મુક્યા છે.

કલમ ૪૯—હીંદુસ્થાનના તેમજ યુનાઇટેડ કીંગડમના ઇનકમટેક્સ અધીકારીઓ તરફથી એ રીતે બે વખત કર લેવાય છે તેમાંથી મુક્તી આપવા આ કલમ દાખલ કરી છે. હમે ભલામણ કરીએ છીએ કે હીંદુસ્તાનના રાજ્યો અને સ્ટ્રેટ સેટલમેન્ટ સાથે બેવડા ઇનકમટેક્સમાંથી મુક્તી

મળવાને માટે ઘટતી ગોઠવણ કરવાનો સવાલ હીંદુસ્તાનની સરકારે ઉપાડી લેવો જોઇએ.

કલમ ૫૦—જે વર્ષની બાબત દાવો લાગુ છે તેને બદલે "જે વર્ષમાં કર વસુલ કરવામાં આવ્યો હોય તે વર્ષ" એવા શબ્દો મુકયા છે કેમકે આગળ લખેલા શબ્દો નહી સમજાય એવા છે.

કલમ ૫૪—અમે પેટા કલમ ૧ માં વધારો કરી કરની વસુલાત તથા આકારણીનું કામ છુપુ રાખવાનું યોજ્યું છે અને પેટા કલમ ૨ માં વીશેષ ઠરાવ "ક" નો એવી મતલબથી વધારો કર્યો છે કે જેથી સરકારી નોકરોના કાયદા તથા રૂલ મુજબના વર્તનને માટે ( દાખલા તરીકે નોટીસ ચોહોડી નોટીસ બજાવવવાનો ) બચાવ થઇ શકે.

કલમ ૫૭—પેટા કલમ ૧ માં કાયદાના હેતુ કરતાં આગળ વધી નહી જવાય તે સારૂ "એવા ભાગની બાબતમાં" એટલા શબ્દોનો ઉમેરો કર્યો છે તેથી સ્પષ્ટ થશે કે બ્રીટીશ હીંદુસ્તાનમાં નહી રેહેનાર ભાગીદારના હીસ્સાની રકમ પર જાણે તેની તે તમામ આવક હોય તેવી રીતે ગણતાં સુપરટેકસને માટે બ્રીટીશ હીદુસ્તાનના રેહેનાર ભાગીદાર જવાબદાર થશે. પેટા કલમ ૨ માં એવો વધારો કર્યો છે કે જેથી કંપનીનો મુખ્ય અધીકારી હીદુસ્તાનથી બાહાર રેહેનાર ભાગીદારના ભાગની રકમ તરીકે મેળવેલી રકમ ઉપરનોજ સુપરટેકસ પરભાર્યો કાપી શકે. "મુખ્ય અધીકારીની જાણ પ્રમાણે" એ પ્રમાણેનો અમોએ એ બાબતમાં અંકુશ મુકયો છે. ડીબેંચરના વ્યાજ તથા ડીરેકટરની ફી ઉપર જ્યાંથી તે આપવામાં આવે ત્યાંથી સુપરટેકસ લેવાની સુચના અમે કબુલ રાખી શકતા નથી.

કલમ ૫૯—અમો ધારીએ છીએ કે જે કાનુનો બનાવવાની થાય તે "પ્રથમની પ્રસીદ્ધી પછી" બનવી જોઇએ. અમે કબુલ કરીએ છીએ કે મુસદ્દાને આધારે બનાવેલી પેહેલી વખતની કાનુનોને આ શરત લાગુ પાડવી જોઇએ નહીં પણ આવી કાનુનોને બાહાર પાડતાં પેહેલાં તે આ કમીટીના સભાસદોને વીવેચન માટે બતાવવી જોઇએ.

કલમ ૬૨—કલેકટર અથવા એસેસરનો સંબંધ આ કલમમાંથી કાઢી નાખ્યો છે કેમકે એજ અધીકારીઓ તરફથી કાંઇ સઘળા ( અથવા ઘણામાં પણ ) દાખલામાં વસુલાત થતી નથી.

કલમ ૬૩—પેટા કલમ ૨ નો પેઢીના કોઇ સભ્યને અથવા હીંદુ એકત્ર કુટુંબના મેનેજરને અથવા કોઇ પુખ્ત ઉમરના પુરૂષને નોટીસ અથવા માગણી કરી શકાય એવી રીતે વધારો કર્યો છે.

કલમ ૬૪—પેટા કલમ ૧ તથા ૨ માં સુધારો કરવાનું કારણ એ છે જે ખાસ કમાઇને ઇનકમટેક્સ ઓફીસરે આકારણી કરવી તે વાત સ્પષ્ટ થાય પણ કઇ જગ્યાએ આકારણી કરવીજ તે એ પેટા કલમોમાં લખ્યું નથી. પેટા કલમ ૩ ના ઠરાવમાં તકરારી સવાલનો નિર્ણય કરવામાં કરને પાત્ર હોય તે શખસને પોતાના વીચારો જણાવવાની તક મળવાની સરત દાખલ કરી છે.

કલમ ૬૬—મુસદ્દાની એક પેટા કલમમાં કાયદાને લગતા સવાલ કોને કેહેવા તે બાબતના અર્થનું વર્ણન કરેલું હતું પણ તે અર્થ હદથી વધારે અંકુશીત હોવાથી તે કલમ રદ કરી છે. પેટા કલમ ૨ ની સાથે એક વિશેષ ઠરાવ વધાર્યો છે કે જેથી ઉભા થયલા કાયદાના સવાલ બાબત કમીશ્નર પોતેજ કરને પાત્ર શખસના લાભમાં ચુકાદો આપી શકે એમ હોય તેવી બાબતમાં હાઇકોર્ટને પુછાવવા સંબંધી અરજી અરજદાર પાછી ખેંચી લઇ શકે.

નવી પેટાકલમ (૩) એવી મતલબથી ઉમેરી છે કે જેથી કમીશ્નર ના પાડે તો કરને પાત્ર હોય તે શખસ કમીશ્નરને તે કામની વીગત તૈયાર કરી મોકલી આપવાને ફરમાવવાનો હુકમ મેળવવા હાઇકોર્ટને અરજી કરી શકે.

કલમ ૬૮—બીજા વીશેષ ઠરાવમાં અમે એવો સુધારો કર્યો છે કે જેથી એવું સ્પષ્ટ થાય કે પાછલા ભાગનો અર્થ માત્ર એટલોજ છે કે વધઘટ બાબતમાં જે રીત વાપરવાની છે તે આવક ઉપરના કરની આકારણી તથા વસુલાતને માટેના કામકાજની રીતને લગતા આ મુસદ્દામાં બતાવેલી રીત વાપરવાની છે એટલે બન્ને રીત એકજ છે અને તેનો અર્થ એવો થતો નથી કે વધઘટની બાબતના લેવાના કરના દર જે સાલમાં વધઘટ થશે તે સાલ માટે ઠરેલા દરજ થશે. અમોએ બીજા સાધારણ ફેરફાર કર્યા છે. તેને માટે વીગતવાર ધ્યાન ખેંચવાની જરૂર લાગતી નથી.

અમને લાગે છે કે મુસદ્દામાં એવો કોઇ ફેરફાર કર્યો નથી કે જેથી તેને ફરી પ્રસિદ્ધ કરવો પડે અને અમે ભલામણ કરીએ છીએ કે અમે કરેલા સુધારા પ્રમાણે પસાર કરવો. કમીટીના નોનઓફીશીઅલ સભ્યોએ, જે બાહોશી ભરેલી રીતે મી. સીમે મુસદ્દા ઉપર જે ઉત્પન થયલા અસંખ્ય મતોને ટુકામાં બતાવી વીચાર માટે રજુ કર્યા અને તેમ કરીને વીચાર ચલાવવાનુ કામ ઘણુ સેહેલું કર્યું તે બાબત નોંધ લેવાની ઇચ્છા બતાવી કામ સમાપ્ત કરવામાં આવ્યું હતું.



INDIA ACT No. XI OF 1922.

---

# હિંદુસ્તાન સરકાર.

---

## લેજિસ્લેટિવ ડિપાર્ટમેન્ટ.

---

હિંદુસ્તાનના ધારાસભાનો હેઠળનો આકટ નામદાર ગવર્નર જનરલે સને ૧૯૨૨ના માર્ચ મહિનાની ૫મી તારીખે મંજુર કર્યો છે.

---

## સને ૧૯૨૨નો આકટ નંબર ૧૧ મો.

---

### ઇનકમટેકસ (આવક ઉપરના કર બાબતનો) તથા સુપરટેકસ આકટ એકત્ર કરીને સુધારવા બાબતનો આકટ.

ઇનકમટેકસ (આવક ઉપરના કર બાબતનો) તથા સુપરટેકસ આકટ એકત્ર કરીને સુધારવો ઇષ્ટ છે: વાસ્તે, આ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

ટુંકું નામ, વ્યાપ્તિ અને શરૂઆત.

૧. (૧) આ આકટને સને ૧૯૨૨નો હિંદુસ્તાનનો ઇનકમટેકસ (આવક ઉપરના કર બાબતનો) આકટ કહેવો;

**(૨) તે, બ્રિટિશ બલુચિસ્તાન તથા સોંથલ પરગણા સુદ્ધાં, આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડે છે, અને મલિક મુઆઝમની સાથે મૈત્રી રાખનારા હિંદુસ્તાનના રાજાઓ તથા ઠાકોરોના મુલક માંહે, તે મુલકમાંહેની હિંદુસ્તાન સરકારની નોકરીમાંહેની અથવા તે અર્થે ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલના અધિકાર ચલાવીને સ્થાપવામાં આવેલી સ્થાનિક અધિકારીની નોકરીમાંહેની બ્રિટિશ રૈયતને તેમજ તે મુલકમાંના મલિક મુઆઝમના બીજા સઘળા નોકરોને લાગુ પડે છે;**

બ્રીટીશ બલુચીસ્તાનને આ એકટ લાગુ કર્યો છે; અને સને ૧૯૧૮ના એકટથી હીંદુસ્તાનના રાજાઓ તથા ઠાકોરોના મુલક માહેના મલિક મુઆઝમના બીજા (બ્રીટીશ રૈયત શીવાયના) સઘળા નોકરોને લાગુ કરેલો છે. એ શીવાય જુના એકટની કલમ કાયમ રેહેવા દીધી છે તેના સંબંધમાં નામદાર સરકારના હુકમો ચાલુ છે તે નીચે પ્રમાણે છે:—

(અ) રેલવે લાઇન જે પરરાજ્યમાંથી પસાર થાય છે તેના નોકરો:—

(૧) આ દેશના પરરાજ્યમાંથી પસાર થતી રેલવે લાઇન ઉપર નોકરી કરતા રેલવેના નોકરોના સંબંધમાં (દાખલા તરીકે બેરાર અને નીઝામ સ્ટેટમાંથી પસાર થતી રેલવેના નોકરોના સંબંધમાં) તે નોકરોના પગાર પર આ કર લઇ શકાતો નથી. (સ. ઠા. ૩૧૭૦ તા. ૨૦–૯–૯૦, હીં. સ. ઠા. ૨૧૬૪ તા. ૨૧–૫–૯૧)

(૨) બી. બી. સી. આઇ રેલવે અને આર. એમ. રેલવેના જે ભાગોનો સમાસ બ્રીટીશ મુલકમાં સામેલ થયલો નથી તે ભાગો ઉપરના નોકરો કરમાંથી બાતલ છે, પણ તે લાઇનના જે ભાગો સને ૧૮૬૨ના એકટ પહેલામાં વર્ણવેલા બ્રીટીશ મુલક થયી ગયલા ભાગોની હદમાં નોકરી કરતા નોકરો એ કરમાંથી બાતલ નથી. અને તેજ પ્રમાણે પરરાજ્યમાંની રેલવે લાઇનોના જે ભાગ બ્રીટીશ મુલક થઇ ગયા નથી તે ભાગ ઉપર નોકરી

કરનારાઓ કરમાંથી મુક્ત છે. ( સ. ઠા. ૨૧૮૭ તા. ૨૬-૫-૯૨, સ. ઠા. પો. ડી. ૫૦૭૭ તા. ૬-૮-૯૨ )

(૩) સ્ટેટ રેલવે નહી હોય એવી રેલવે કંપનીના નોકરો જેઓ નેટીવ સ્ટેટમાં નોકરી કરે છે, ત્યાંજ રહે છે અને ત્યાંજ પગાર મેળવે છે તેને આ કર લાગુ નથી. ( હીં. સ. ઠા. ફા. ડી. ૧૫૮૭ તા. ૧૧-૫-૯૪ )

(૪) રેલવેના નોકરો જેઓનું હેડક્વાટર એટલે આફીસની જગ્યા બ્રીટીશ હદમાં છે તેઓ આ કરમાંથી મુક્ત નથી પણ જેઓનું હેડક્વાટર પરરાજ્યમાં છે તેઓ મુક્ત છે. ( હીં. સ. ઠા. પી. ડબલ્યુ. ડી. ૩૮૨૪ તા. ૨૮-૧૨-૯૪ )

(૫) બ્રીટીશ સરકારની રૈયતનો માણસ પરરાજ્યમાં રહેતો હોય તે જો બ્રીટીશ સરકારની નોકરીમાં અગર તે સરકારે સ્થાપેલી સ્થાનીક સત્તાની નોકરીમાં નહી હોય તો તેના ઉપર આ કર લાગુ નથી. પણ બેંગલોરના સીવીલ અને મીલટરી સ્ટેશનને કેટલાક સુધારા સાથે આ એકટ લાગુ પાડવામાં આવ્યો છે તેથી એસ. એમ. રેલવેના નોકરો જેઓ બેંગલોર રહે છે તેને આ કર લાગુ છે. (સ. ઠા. ૩૩૫૮ તા. ૪-૧૧-૮૬ એફ. ડી.)

(બ) નેટીવ સ્ટેટમાં નોકરી કરતા અમલદારોના પગાર બાબતઃ—

(૧) બ્રીટીશ હિંદુસ્તાનની બહાર નોકરી કરતા સરકારી અમલદારો જેની નોકરી નેટીવ સ્ટેટને ઉછીની આપવામાં આવેલી હોય અને જેનો પગાર તે સ્ટેટો આપે છે તેને આ કર લાગુ નથી પણ તે પગાર બ્રીટીશ હદમાં રહી મેળવતો હોય તો તે કરને પાત્ર છે. ( હીં. સ. ઠા. ૩૧૪૪ તા. ૧૧-૭-૯૯, હીં. સ. ઠા. ૪૧૯ તા. ૩-૧૦-૧૨, હીં. સ ઠા. ૨૬૫૦ તા. ૨૧-૮-૮૬ )

(૨) સધર્ન મરાઠા અને કોલાપુરના પોલીટીકલ એજન્ટના નોકરોના પગારને આ કર લાગુ છે. ( સ. ઠા. એફ. ડી. ૫૭૧ તા. ૧૯-૨-૮૭ )

(૩) મહીકાંઠાના પોલીટીકલ એજન્ટના પરસનલ એસીસ્ટન્ટ જેનો પગાર એ બાબતના લોકલફંડમાંથી આપવામાં આવે છે તેને આ કર લાગુ છે. ( સ. ઠા. પો. ડી. ૭૭૪૪ તા. ૨૪-૧૦-૫૧ )

(૪) રજપુતાના માળવા રેલવે પોલીસ ફોર્સના માણુસોને આ કર લાગુ છે. ( સ. ઠા. એફ. ડી. ૨૦૭૦ તા. ૨૧-૬-૫૪ )

(૫) રેવાકાંઠાના એસીસ્ટન્ટ ડેપ્યુટી પોલીટીકલ એજન્ટના પગારને આ કર લાગુ છે. ( સ. ઠા. એફ. ડી. ૧૪૩ તા. ૧૨-૧-૦૯ )

(૬) નેટીવ સ્ટેટને જે નોકરની નોકરી ઉછીની આપવામાં આવી હોય તેવા નોકરોને "ઓનોરેરીઅમ"ની રકમ આપવામાં આવી હોય તો તે રકમને કરની પાત્રતા ઠરાવવામાં તેના પગાર સાથે ગણી લેવાની નથી. પણ જો તે રકમ રૂા. ૨૦૦૦) અથવા તેથી વધુ હોય તો કરને પાત્ર છે. ( સ. ઠા. એફ. ડી. ૩૪૬૧ તા. ૧૫-૧૦-૯૦ )

(૭) બ્રીટીશ હીન્દુસ્તાનમાં રેહેતા સખસોનો પગારનો હક પરરાજ્યમાં થયો હોય અને ત્યાં મેળવ્યો હોય તો તે કરને પાત્ર નથી. ( સ. ઠા. એફ. ડી. ૯૬૪ તા. ૩-૪-૮૬ અને ૯૯૦ તા. ૬-૪-૮૬ )

(ક) બ્રીટીશ ઇંડીઆની બાહાર રેહેતી બ્રીટીશ અથવા નોનબ્રીટીશ પ્રજાના સંબંધમાં:—

(૧) બ્રીટીશ સરકારની નોકરી કરતા તમામ નોકરોને નેટીવ સ્ટેટમાં આ કાયદો લાગુ છે; પછી તે ગમેતે પ્રજાનો હોય. પણ બ્રીટીશ સરકારે સ્થાપેલી સ્થાનીક સત્તાની નોકરી કરતો સખસ જો તે બ્રીટીશ પ્રજા હોય અથવા સ્થાનીક સત્તાને તેની નોકરી ઉછીની આપી હોય તોજ લાગુ છે.

(૨) (બ્રીટીશ) સરકારી નોકરો બ્રીટીશ હિંદુસ્તાનથી બાહાર નોકરી કરતા હોય તો જો તે પગાર બ્રીટીશ હિંદુસ્તાનમાં લીધો

હોય અથવા મેળવ્યો હોય તે સીવાયના સંજોગોમાં કરને પાત્ર નથી.

(ઠ) સરહદપરની એજન્સીના મુલકો અને આપી દીધેલા ભાગોને સમાસ હિંદુસ્તાનના રાજાઓ અને ઠાકોરોના મુલક એ શબ્દોમાં થઇ જાય છે. ( હી. સ. ઠા. એફ. ડી. ૭૯૧. એફ તા. ૨૬–૩–૧૮ )

(૩) તે સને ૧૯૨૨ના એપ્રિલ મહિનાની ૧લી તારીખથી અમલમાં આવશે.

૧ (૩) આ પેટા કલમ કલમ ૬૮ સાથે વાંચવી.

વ્યાખ્યા. ૨. આ આકટમાં, વિષય અથવા સંદર્ભ ઉપરથી કાંઈપણ બાધ આવે તે સિવાય,—

(૧) "ખેતીવાડીની આવક" એ સંજ્ઞાનો અર્થ,—

(અ) જે જમીન ખેતીવાડીના કામને માટે વપરાતી હોય, અને જે ઉપર બ્રિટિશ હિંદુસ્તાનમાં જમીન મહેસુલ આકારાતું હોય અથવા સ્થાનિક દરને પાત્ર હોઇને જે ઉપરનો તે દર સરકારના અમલદારો જમીન મેહેસુલ તરીકે આકારતા તથા એકઠો કરતા હોય તેવી જમીનનું કાંઇપણ ગણોત અથવા મહેસુલ;

"ખેતીવાડીની આવક" આ એકટની કલમ ૪ની પેટા કલમ ૩ (૮) મુજબ ઇનકમટેક્ષમાંથી મુકત છે.

પેટા વ્યાખ્યામાં આવવા માટે મજકુર આવક,

(૧) ગણોત અથવા મહેસુલના રૂપમાં હોવી જોઇએ અને

(૨) જે જમીન પર ગણોત અથવા મહેસુલ તરીકે હોય તે જમીનનો ઉપયોગ ખેતીમાં થતો હોવો જોઇએ અને (૩) તે જમીન ઉપર

બ્રિટિશ હિંદુસ્તાનમાં જમીન મહેસુલ આકારાયેલું હોવું જોઇએ. અથવા તો તેના પર સ્થાનિક દર બ્રિટિશ સરકારના અમલદારો આકરતા હોય અને એકઠો કરતા હોય.

૧૯૧૮ના કાયદા મુજબ કોઈ પણ સરકારને જમીન મહેસુલ, દર વગેરે આપતી હોય એવી જમીનની ગણોત, મહેસુલ, પાક વેચાણની સ્થાનિક આવક ઇનકમટેક્ષમાંથી મુકત હતી. પણ ૧૯૨૨ના કાયદા મુજબ જો બ્રિટીશ સરકાર તરફથી જમીન મહેસુલ, સ્થાનિક દર વગેરે અમુક જમીન પર આકારાતો ન હોય પણ બીજી સત્તા ( દેશી રાજ્ય, પરરાજ્ય, વગેરે ) એ આકારેલો હોય તો તેની જુદા જુદા પ્રકારની આવક " ખેતીવાડીની આવક "ની વ્યાખ્યા (કલમ ૨. (૧) અ, બ, ક)માં આવતી નથી અને તેથી ઇનકમટેક્ષમાંથી મુકત નથી.

(બ) નીચે લખ્યા પ્રમાણેની એવી જમીનની થતી કોઇપણ આવક, એટલે કેઃ—

(૧) ખેતીવાડીથી, અથવા

(૨) ખેડુત પોતે અથવા ગણોતમાં પેદાશ લેનાર, પોતે ઉત્પન્ન કરેલી અથવા પોતાને મળેલી પેદાશને બજારમાં લઇ જવા લાયક કરવાને સાધારણ રીતે જે ક્રિયા કરે છે તે ક્રિયા ખેડુતે અથવા ગણોતમાં પેદાશ લેનારે, કરી હોય તો, તે ક્રિયાથી, અથવા

(૩) ખેડુતે પોતે અથવા ગણોતમાં પેદાશ લેનારે જે પેદાશ ઉત્પન્ન કરી હોય અથવા પોતાને જે પેદાશ મળી હોય અને જેની બાબતમાં, પેટા-કલમ (૨) માં જણાવેલા પ્રકારની ક્રિયા શિવાય બીજી ક્રિયા કરવામાં આવી ન હોય તેના વેચાણથી,

આ પેટા કલમમાં, ખેતીનો પાક ભડવા છડવા વગેરેની સામાન્ય ક્રિયાઓ તથા પાકના વેચાણથી થતી આવકને ' ખેતીવાડીની આવક "ની વ્યાખ્યામાં લીધી છે.

આ પેટા વ્યાખ્યામાં "એવી જમીનની"માં "એવી" શબ્દ પર ભાર છે. વ્યાખ્યામાં આવવા માટે મજકુર જમીન પર, કલમ ૨ (૧) અની સમજુતીમાં જણાવ્યા પ્રમાણે બ્રિટીશ હિન્દુસ્તાનમાં જમીન મહેસુલ આકારાયેલું હોવું જોઇએ અથવા તેના પર તે સરકારના અમલદાર સ્થાનિક દર આકારતા અને એકઠો કરતા હોવા જોઇએ.

પેટા કલમ (બ). (૧) ખેતીમાં ઉત્પન્ન થયેલા માલ, પાક, અથવા પેદાશને લાગુ પડે છે.

બજારમાં વેચવા લઇ જવા માટે પાક ઉપર ઝાડવા છડવા વગેરે સાધારણ ક્રિયાઓ ખેડુતો કરે છે તેવી ક્રિયાઓથી પાકની કીમતમાં વધારો થાય તો તે આવકને પેટા કલમ બ (૨) લાગુ પડે છે.

સાધારણ ક્રીયાઓ કોને કહેવી? માખણ, ઘી, ગોળ, જુદા જુદા પ્રકારની દાળ, વગેરે ખેડુતો સામાન્ય રીતે તૈયાર કરે છે. અને તે તૈયાર કરવામાં કોઇપણ ગુંચવણી ભર્યા ઓજાર અથવા સંચા કામની જરૂર પડતી નથી તેથી આ ક્રિયાઓ વ્યાખ્યામાં આવી જાય છે. ચાહ ખાંડ તૈયાર કરવાની ક્રિયાઓ વ્યાખ્યાની બહાર છે એમ હાયકોર્ટે ઠરાવ્યું છે. મીઠું તૈયાર કરવાની ક્રિયા પણ વ્યાખ્યાની બહાર ગણી લેવી.

પેટા કલમ (બ)·(૩) પાકના વેચાણ માટે છે. અમુક પાકના વેચાણને આ વ્યાખ્યામાં આવવા માટે

(૧) વેચનાર ખેતી કરનાર અથવા ગણોત તરીકે ખેતીનો પાક લેનાર હોવો જોઇએ. અને

(૨) આ પાક વેચનારે પોતે પેદા કરેલો અથવા પોતાને ગણોત તરીકે મળેલો હોવો જોઇએ. અને

(૩) જો તે પાક ઉપર કાંઇ ક્રિયા કરવામાં આવી હોય તો તે પેટા કલમ બ (૨) માં જણાવ્યા મુજબનીજ કોઇ સાધારણ ક્રિયા હોવી જોઇએ.

નોંધઃ—પેટા કલમ બ. (૧) (૨) (૩) ત્રણેના અર્થમાં "એવી જમીનની" સમજુતી એક સરખી લાગુ છે. ૧૯૧૮ના કાયદા અનુસાર જો આવા વેચાણ માટે દુકાન રાખે તો તેની આવક કરથી મુક્ત નહોતી, પણ આ શરત કાઢી નાંખવામાં આવી છે. એટલે આ નવા કાયદા મુજબ ખેડુત અથવા ગણોતમાં પેદાસ લેનાર, પોતે ઉત્પન્ન કરેલો અથવા ગણોતમાં મળેલો માલ દુકાન પર પણ વેચે તો તે વેચાણની આવક કરને પાત્ર નથી. પણ તેવી વસ્તુ સાથે વેપારને માટે **ખરીદેલો બીજો માલ** (પછી તે ગમે તે હોય ઘઉં, ગ્યાસતેલ, ખાંડ વગેરે) દુકાનપર રાખી વેચે તો તેવા દાખલામાં રૂલ ૨૩ તથા ૨૪ પ્રમાણે ગણત્રી કરવાની છે.

(ક) એવી કોઇપણ જમીનનું ગણોત અથવા મહેસુલ લેનારની માલિકીની તથા ભોગવટાની કોઇપણ ઇમારતથી, અથવા જે કોઇપણ જમીનના સંબંધમાં અથવા જે કોઈપણ જમીનની પેદાશના સંબંધમાં, રકમ (બ) ની પેટા-કલમ (૨) તથા (૩) માં જણાવેલી ક્રિયા કરવામાં આવતી હોય તે જમીનના ખેડુતના અથવા ગણોતમાં પેદાશ લેનારના ભોગવટાની કોઇપણ ઇમારતથી, થતી આવક, એવો થાય છે;

પણ એવું ઠરાવ્યું છે કે ઇમારત તે જમીન ઉપર અથવા તે જમીનની છેક નજીક હોવી જોઇએ; અને તે ઇમારત એવી હોવી જોઇએ કે તેની, ગણોત અથવા મહેસુલ લેનારને, અથવા ખેડુત અથવા ગણોતમાં પેદાશ લેનારને, તે જમીન સાથે તેનો સંબંધ હોવાથી, રહેવાના ઘર તરીકે અથવા વખાર તરીકે અથવા બીજા ઉપગૃહ તરીકે જરૂર પડતી હોયઃ—

કલમ ૯ મુજબ આવકની ગણત્રીમાં સ્થાવર મીલકતથી ઉત્પન્ન થતી આવકનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેથી ખેતી કરનાર વર્ગની બાબતમાં ચોક્કસ સંજોગોમાં મીલકતની આવકને "ખેતીની આવક" ગણી આવક વેરામાંથી બાતલ કરવા આ વ્યાખ્યા દાખલ થઇ છે.

આ વ્યાખ્યાનો લાભ મળવા માટે
(૧) મજકુર ઇમારત પેટા કલમ (૧) (અ) માં દર્શાવેલી જમીનની છેક નજદીક હોવી જોઇએ, અને
(૨) ઇમારતનો માલીક તથા ભોગવનાર, ઉપર જણાવેલી જમીનનું ગણોત લેનાર હોવો જોઇએ, અથવા,
તે ઇમારત, તે જમીનના ખેડનાર અથવા પાકના રૂપમાં ગણોત લેનારના કબજામાં હોવી જોઇએ અને તે જમીન અથવા તેના પાક બાબતમાં (૧) (બ) (૨) અને (૩) માં દર્શાવેલી ક્રિયાઓ થતી હોય;
અને (૩) તે ગણોત લેનાર, ખેડુત, અથવા ગણોતમાં પેદાસ લેનારને જમીન સાથના પોતાના સંબંધને લીધે તે ઇમારતની રહેવાના ઘર અથવા વખાર અથવા ઝુંપડા તરીકે જરૂર હોય.
જંગલની જમીનની જુદી ભરાતી હોય તો તેના ઝાડનું ઉત્પન્ન કરને પાત્ર નથી પણ જે જમીનમાં મીઠું પકવવામાં આવે છે તેનું ઉત્પન્ન કરને પાત્ર છે. ( સ. ઠા. એફ. ડી ૨૭૯૮ તા. ૧૦-૮-૬૯, ૨૮૫૨ તા. ૨૦-૮-૬૯ )

(૨) (આસોસી) " કરને પાત્ર હોય તે શખસ " એ સંજ્ઞાનો અર્થ, જે શખસને આવક ઉપર કર આપવાનો હોય તે શખસ એવો, થાય છે;
"આવક ઉપરના કર"માં, કલમ ૫૫ માં બતાવેલો સુપરટેક્ષ જેને આવક ઉપરનો વધારાનો વેરો ગણ્યો છે તેનો સમાવેશ થાય છે.
ઇનકમટેક્ષ માટે કલમ ૩ તથા સુપરટેક્ષ માટે કલમ ૫૫ વાંચવી.

(૩) " આસિસ્ટન્ટ કમિશનર " એ સંજ્ઞાનો અર્થ, ૫મી કલમની રૂએ ઇન્કમટેક્સ આસિસ્ટન્ટ કમિશનર તરીકે નીમાયલો શખસ, એવો થાય છે;
એસીસ્ટંટ કમીશનરનો ઓદ્દો નવો દાખલ કર્યો છે.

(૪) " ધંધો રોજગાર " એ સંજ્ઞામાં, કોઇપણ ધંધો, વેપાર અથવા હુન્નરકામનો અથવા ધંધો, વેપાર, અથવા હુન્નરકામના જેવા કોઇ સાહસ અથવા કામનો સમાવેશ થાય છે;

(૫) "કમિશનર" એ સંજ્ઞાનો અર્થ, ૫ મી કલમની રૂએ; ઇન્કમટેક્સ કમિશનર તરીકે નીમાયલો શખસ, એવો થાય છે,

(૬) "કમ્પની" એ સંજ્ઞાનો અર્થ, સને ૧૯૧૩ ના હિંદુસ્તાનના કમ્પનીઓના આકટમાં, એ શબ્દની જે વ્યાખ્યા કરી છે તેવી, અથવા પાર્લામેન્ટના આકટ અથવા રૉયલ ચાર્ટર અથવા લેટર્સ પેટન્ટ અથવા કોઇ બ્રિટિશ તાબા.માંહેના મુલકના કાયદા કરનારા મંડળના આકટની રૂએ ઉભી કરેલી કોઈ કંપની, એવો થાય છે, અને તેમાં, બોર્ડ ઓફ ઇન્લેંડ રેવેન્યુ, સામાન્ય અથવા વિશેષ હુકમ કાઢીને, આ આકટનાં કારણો સારૂ, કંપની તરીકે ઠરાવે તેવી, બ્રિટિશ હિંદુસ્તાનમાં ધંધો રોજગાર કરનારી કોઇપણ પરદેશી મંડળીનો, સમાવેશ થાય છે; પછી તે સંસ્થાપિત કરેલી હોય કે ન હોય, અને તેના ધંધારોજગારનું મુખ્ય મથક બ્રિટિશ હિંદુસ્તાનમાં હોય કે ન હોય તેની હરકત નહિ.

(૭) "ઇન્કમટેક્સ ઓફિસર" એ સંજ્ઞાનો અર્થ, કલમ ૫ ની રૂએ ઇન્કમટેક્સ ઓફિસર તરીકે નિમાયલો શખસ, એવો થાય છે;

ઇનકમટેક્ષ કલેકટર નામ ફેરવી આ કાયદા મુજબ ઇનકમટેક્ષ ઓફીસર નામ રાખવામાં આવ્યું છે.

(૮) "માજિસ્ટ્રેટ" એ સંજ્ઞાનો અર્થ, પ્રેસિડેન્સી માજિસ્ટ્રેટ અથવા પહેલા વર્ગનો માજિસ્ટ્રેટ, અથવા આ આકટ વિરૂદ્ધના ગુન્હાઓનો ઇન્સાફ કરવાને સ્થાનિક સરકારે ખાસ સત્તા આપી હોય એવો બીજા વર્ગનો માજિસ્ટ્રેટ, એવો થાય છે;

(૯) "શખસ" એ સંજ્ઞામાં, અવિભક્ત હિંદુ કુટુંબનો સમાસ થાય છે;

જનરલ કલોસીસ એકટ કલમ ૩ (૩૯) મુજબ 'શખસના અર્થમાં કંપની અથવા વ્યક્તિઓના એકઠા થએલા જથ્થાનો

સમાવેશ થાય છે. પછી તે કોઇ પણ કાયદા, રૂલ તથા એકત્ર થવાની ચોક્કસ શરતો મુજબ એકઠો થએલો હોય યા નહિ.

(૧૦) "ઠરાવેલુ" એ સંજ્ઞાનો અર્થ, આ આકટની રૂયે કરેલી કાનુનો મુજબ ઠરાવેલું, એવો થાય છે.

(૧૧) "પાછલું વર્ષ" એ સંજ્ઞાનો અર્થ,—

(અ) જે વર્ષને માટે કર આકારવાનો હોય તેની તુરત પાછળના વર્ષના માર્ચ મહિનાની ૩૧ મી તારીખે પુરા થતા બાર મહિના, અથવા જો કરને પાત્ર હોય તે શખસનો હિસાબ, સદરહુ માર્ચ મહિનાની ૩૧મી તારીખે પુરા થતાં વર્ષને બદલે બીજી કોઇ તારીખે પુરા થતા વર્ષના સંબંધમાં સદરહુ બાર મહિનાની મુદતની અંદરની તારીખ સુધી તૈયાર કરવામાં આવ્યો હોય તો, સદરહુ કરને પાત્ર હોય તે શખસની મુનસફી પ્રમાણે, જે તારીખ સુધીનો તેનો હિસાબ આવી રીતે તૈયાર કરવામાં આવ્યો હોય, તે તારીખે પુરૂં થતું વર્ષ, એવો થાય છે:
પણ એવું ઠરાવ્યું છે કે, જો કરને પાત્ર હોય તે શખસે આ મુનસફીનો ઉપયોગ એક વખત કર્યો હોય તો, ઇન્કમટેક્સ ઓફિસરની રજા શિવાય તથા તેને યોગ્ય લાગે તેવી શરતો અનુસર્યા શિવાય, એવા કરને પાત્ર હોય તે શખસથી તે વખતે તેને લાગુ હોય તે પ્રમાણેના "પાછલું વર્ષ" એ સંજ્ઞાનો અર્થ બદલાય એવી રીતે તેનો ફરીથી ઉપયોગ કરાશે નહીં; અથવા

કલમ ૩ મુજબ અમુક વર્ષનો કર "પાછલા વરસની" "સઘળી આવક તથા નફા તથા કમાઇના સંબંધ"માં લેવાનો છે. તેથી આ પેટા કલમમાં પાછલું વરસ કોને ગણવું તે બતાવ્યું છે. આ વ્યાખ્યા મુજબ, ૩૧ માર્ચ ૧૯૨૩ને રોજ પુરા થતા વરસ માટે પાછલું વરસ નીચે મુજબ ગણાય.

૩૧ માર્ચ ૧૯૨૨ને રોજ પુરૂં થતું વરસ (એટલે ૧-૪-૨૧થી તે ૩૧-૩-૨૨ સુધીનું) અથવા,

(૨) જો કર આપનાર સખસના હીસાબ, ઉપરની ૩૧–૩–૨૨ની તારીખને બદલે, જો તા. ૧–૪–૨૧ થી તે તા. ૩૧–૩–૨૨ સુધીના ગાળામાં પડતી કોઈ બીજી તારીખ દાખલા તરીકે ૩૧–૧૨–૨૧ અથવા ૩૦ મી અકટોબર ૧૯૨૧ ને રોજ પડતી દીવાળી સુધીના એક વર્ષ માટે તૈયાર કરવામાં આવ્યા હોય તો તે વર્ષ અથવા શક વર્ષ એટલે ફાગણ વદ અમાસે પુરા થતા વર્ષ માટે અથવા મારવાડી વર્ષ.

નોંધઃ—(૨) મુજબનું વર્ષ ગણી લેવાનું જો કે કર આપનારની મુનસફી પર છે. પણ એક વખત આ મુનસફી પ્રમાણે વર્ષ ગણી લીધા પછી તે કર આપનારના સંબંધમાં "પાછલા વર્ષ" આ શબ્દનો અર્થ બદલાય એવી રીતે તે મુનસફીનો ફરી ઉપયોગ ઇનકમટેક્ષ ઓફીસરની રજા વગર થઇ શકે નહિ.

(બ) કોઈપણ શખસ, ધંધો રોજગાર અથવા કંપની અથવા શખસ, ધંધો રોજગાર અથવા કંપનીના વર્ગના સંબંધમાં, બોર્ડ ઓફ ઇન્લેંડ રેવેન્યુ અથવા આ અર્થે બોર્ડ ઓફ ઇન્લેંડ રેવેન્યુ જેને અધિકાર આપે એવો કોઇ અધિકારી ઠરાવે એવી મુદત, એવો થાય છે.

હવે એવું બને છે કે હિન્દુવરસ સામાન્યરીતે ૧૨ પુરા માસ કરતાં ઓછુ હોય છે અને જ્યારે અધિક માસ આવે ત્યારે તે વરસ ૧૨ માસ કરતાં વધી જાય. વળી કેટલાક વેપારીઓનું હીસાબનું વરસ એપ્રીલ માસમાં પુરૂં થાય છે. તો આવા દાખલાઓ માટે પેટા કલમ (બ) છે.

આ કલમમાં આપેલી સત્તા મુજબ બોર્ડ ઓફ ઇન્લેન્ડ રેવેન્યુએ દરેક પ્રાંતના કમીશનર ઓફ ઇનકમટેક્ષને નીચે મુજબ સત્તા આપી છે.

કોઇ પણ શખસ, ધંધો, કંપની, અથવા તેના કોઇ વર્ગ માટે "પાછલા વર્ષનો" અર્થ નીચે મુજબ ગણવાની સત્તા—

જો કોઈ પણ વેપારી વરસ ૧૨ માસથી ઓછુ વત્તુ હોય છતાં ૧૧ માસથી ઓછું અને ૧૩ માસથી વધારે ન હોય. તો તે અને

૩૧ માર્ચ પછી કોઇ પણ તારીખે પુરું થતું કોઇ વેપારી વરસ પણ તે વેપારી વરસ ૩૧ માર્ચ પછી એક માસ પછી પુરું થતું હોવું જોઇએ નહિ એટલે મોડામાં મોડું ૩૦ એપ્રીલ સુધીમાં પુરું થતું હોવું જોઇએ એવું વર્ષ

ને પાછલું વર્ષ ગણવાની સત્તા.

(૧૨) "મુખ્ય અમલદાર" એ સંજ્ઞા, જ્યારે સ્થાનિક અધિકારી અથવા કંપની અથવા બીજી કોઇ સાર્વજનિક સમાજ અથવા મંડળીના સંબંધમાં વપરાયલી હોય ત્યારે તેનો અર્થ—

(અ) તે અધિકારી, કંપની, સમાજ, અથવા મંડળીનો સેક્રેટરી, ટ્રેઝરર, મેનેજર અથવા એજન્ટ, અથવા

(બ) તે અધિકારી, કંપની, સમાજ અથવા મંડળી સાથે સંબંધ ધરાવતા જે કોઇપણ શખસના પર ઇનકમટેક્સ ઓફિસરે તે અધિકારી, કમ્પની, સમાજ અથવા મંડળીનો મુખ્ય અમલદાર છે એમ ગણવાના પોતાના ઇરાદાની નોટીસ બજાવી હોય તે શખસ,

એવો થાય છે.

જો (અ) માં દર્શાવેલ ઓહદ્દેદાર કોણ છે તેની ખબર ન હોય અથવા તે જડી આવતો ન હોય તોજ ઇનકમટેક્ષ આફીસરે (બ) નો ઉપયોગ કરવાનો છે.

(૧૩) "સરકારી નોકર" એ સંજ્ઞાનો અર્થ, હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં જે અર્થ તેનો થાય છે તે છે, એમ સમજવું.

"સરકારી નોકર" નો અર્થ ઇન્ડીઅન પીનલકોડની ૨૧ મી કલમમાં બતાવ્યો છે તે આ એક્ટમાં લેવાનો છે. "સરકારી નોકર" શબ્દનો ઉપયોગ કલમ ૫૪ માં થયો છે.

(૧૪) "નોંધાયલી પેઢી" એ સંજ્ઞાનો અર્થ, પ્રત્યેક ભાગીદારોના ભાગ નિર્દિષ્ટ કરવામાં આવ્યા હોય એવા ભાગીદારીના

ખતની રૂએ જે સ્થપાયલી પેઢીની ઠરાવેલી વીગતો ઠરાવેલી રીતે ઈનકમટેક્સ ઓફીસર પાસે નોંધાવી હોય તે સ્થપાયલી પેઢી, એવો થાય છે.

નોધાયલી અને બીન નોધાયલી પેઢીઓની બાબતમાં આવકવેરો અને વડો વેરો (સુપરટેક્ષ) આકારવાના નિયમોમાં ફેરફાર રાખવામાં આવ્યો છે તેથી અહીં નોધાયલી પેઢીની વ્યાખ્યા આપે છે. કોઇપણ પેઢીને " નોધાવલી પેઢી " ની વ્યાખ્યામાં આવવા માટે નીચેની શરતો પુરી કરવી જોઇએ.

( ૧ ) તે પેઢી ભાગીદારીના ખતની રૂએ સ્થપાયલી હોવી જોઇએ. અર્થાત્ મ્હોડામ્હોડની ભાગીદારી ચાલે નહિ. અને

( ૨ ) આ ખતમાં ભાગીદારોના ભાગ સ્પષ્ટ બતાવવામાં આવ્યા હોવા જોઇએ. અને

( ૩ ) આ પેઢી બાબત ઠરાવેલી વીગતો આ કાયદાની સત્તા મુજબ ઘડવામાં આવેલા નિયમો મુજબ ઇનકમટેક્ષ ઓફીસરને ત્યાં નોધાવી હોવી જોઇએ.

કાનુન ( રૂલ ) ૨ થી ૬ કોઇપણ પેઢીને નોધાવવાની રીત બતાવે છે.

નોધાયલી અને બીન નોધાયલી પેઢી વચ્ચે આવકવેરો તથા સુપરટેક્સ બાબતાં નીચેનો તફાવત છે.

નોધાયલી પેઢીની કુલ આવક પર ઇન્ડીઅન ફાઇનેન્સ એક્ટ ૧૯૨૨ સાથેના શીડયુલ ૩ ભાગ ૧ મુજબ દર રૂપીએ એક આનો છ પૈ મુજબ આવકવેરો લેવામાં આવશે તે નોધાયલી પેઢાની વાર્ષિક આવક ગમે તેટલી રૂા. ૨૦૦૦) અથવા તેથી અંદર હોય તો પણ તે વર્ષના ફાઇનેન્સ એક્ટમાં બતાવેલા ભારેમાં ભારે દર મુજબ તેનાપર આવકવેરો લેવાનો હેતુ છે. એટલે અમુક નોધાયલી પેઢીની વાર્ષિક આવક રૂા. ૧૯૯૯ હોય તોપણ તે આવક ઉપર આવકવેરો ૧૯૨૨-૨૩ માં દર રૂપીએ એક આનો છ પૈ લેખે કાપી લેવામાં આવશે ત્યાર પછી જો તે પેઢીનો અમુક ભાગીદાર ઇનકમટેક્ષ ઓફીસરની ખાત્રી કરી આપે કે પેઢીમાના ભાગની રકમ ઉમેરતાં તેની વ્યક્તિ તરીકેની તે વરસની કુલ આવક એટલા ( ૧ આ.-૬ પૈ ) દરને પાત્ર

નથી અથવા ઓછા દરના વેરાને પાત્ર છે, તો કલમ ૪૮ (૨) મુજબ તેને તે બે દર વચ્ચેના તફાવત પુરતો રીફન્ડ આપવામાં આવશે.

કલમ ૩ મુજબ આવક વેરો દરેક સખસ, કંપની, પેઢી તથા અવિભકત હિંદુકુટુંબની સઘળી આવક પર આકારવાનો છે. પણ કલમ ૫૫ મુજબ સુપરટેકસ (વધારાની ડયુટી) કોઇ પણ સખસની, બીન નોંધાયલી પેઢીની અવિભકત હિંદુકુટુંબની અથવા કંપનીની કુલ આવક પર ગણવાનો છે. એટલે આ સુપરટેકસમાંથી નોંધાયલી પેઢી બચી જાય છે. પણ નોંધાયલી પેઢીના ભાગીદારની વ્યકિત તરીકેની આવક (તેમાં નોંધાયલી પેઢીમાંનો તેનો ભાગ આવી જાય) જો સુપરટેકસને પાત્ર થતી હોય તો તેના પર સુપરટેકસ લેવાનો છે.

બીન નોંધાયલી પેઢી આવક વેરા માટે એક વ્યકિત તરીકેજ ગણી લેવાની છે અને તે મુજબ તેની આવકના પ્રમાણમાં ઇન્ડીઅન ફાઇનેન્સ એકટના ઉપર બતાવેલા શીડયુલ મુજબ જે દર આવતો હોય તે દરથી કર આકારવાનો છે. ઉપર મુજબનો આવકવેરો લેવાયા પછી તે બાબતમાં બીન નોંધાયલી પેઢીના ભાગીદારને રીફન્ડ મળી શકે નહી. પણ તેની બીજી આવક પર કેટલો વેરો લેવો તે નકી કરવા માટે, પેઢીમાંની આવકનો તેનો ભાગ તેની કુલ આવકમાં ઉમેરવામાં આવશે. બીન નોંધાયલી પેઢી વ્યકિત છે એમ ગણી તેની આવક જો સુપરટેકસને પાત્ર હશે તો તે વેરો લેવામાં આવશે. ઇન્ડીઅન ફાઇનેન્સ એકટ સાથેના શીડયુલ ૩ નો ભાગ બીજો જુઓ.

જો અમુક બીન નોંધાયલી પેઢીના પર સુપરટેકસ (વડોવેરો) આકારવામાં આવ્યો હોય તો તેમાની અમુક ભાગીદારની તે પેઢીની આવકના ભાગની રકમ ઉપર તે સુપરટેક્ષ નાંખી શકાય નહિ. પણ જો વ્યકિત તરીકેની તેની કુલ આવક જો સુપરટેક્ષને પાત્ર હશે તો તેની બાકીની આવક પર સુપરટેક્ષ લેવામાં આવશે.

(૧૫) "કુલ આવક" એ સંજ્ઞાનો અર્થ, આ આકટ લાગુ પડતો હોય એવાં સઘળાં સાધનોથી થએલી તથા કલમ

૧૬ માં જણાવેલી રીતે ગણવામાં આવેલી કુલ આવક નફો તથા કમાઇ, એવો થાય છે.

"કુલ આવક" શબ્દો કલમ ૩, ૧૫ (૩), (૧), ૧૭, ૨૨ (૧) (૨), ૨૩ (૧) (૩), ૪૮, ૫૫, અને ૫૬માં આવે છે આ ટેકસ વ્યકિતએ એટલુંજ નહી પણ પેઢીઓ કંપનીઓ અને હિંદુ એકત્ર કુટુંબોએ આપવાનો છે અને કેટલીક બાબતમાં એટલે પગાર અને લોન તથા શેરના વ્યાજ આપતી વખતે વ્યાજમાંથી અથવા પગારમાંથી ટેકસ કાપી લઇ આપવામાં આવે છે અને બીજી બાબતમાં પરભાર્યો ભરવામાં આવે છે એ બન્ને બાબતમાં બધા સાધનથી થતી કુલ આવક ઉપર કર લેવામાં આવે છે. કુલ આવકમાં પગારમાંથી તથા સીકયુરીટીના વ્યાજમાંથી કાપી લીધેલો ઇનકમટેકસ ઉમેરવાનો છે તેમજ કલમ ૧૬ માં જણાવેલી રીતે ગણવામાં આવેલી આવક ગણવાની છે. પણ હિંદુ એકત્રકુટુંબની એક વ્યકિતની પોતાની ખાનગી આવકમાં કુટુંબીક પેદાશની કંઇ રકમ ઉમેરવાની નથી કેમકે નવા એકટમાં કલમ ૧૪ (૧) માં બાતલતા આપવામાં આવી છે.

(૧૬) "બીન–નોંધાયલી પેઢી" એ સંજ્ઞાનો અર્થ, જે પેઢી નોંધાયલી ન હોય તે પેઢી, એવો થાય છે.

---

## બાબ ૧ લો.

### આવક ઉપર કર આકારવા બાબત.

આવક ઉપર કર આકારવા બાબત.

૩. જ્યારે હિંદી ધારામંડળના કોઇપણ આકટમાં એમ ઠરાવ્યું હોય કે કરને પાત્ર હોય તે શખસની કુલ આવકને લાગુ પડતા કોઇપણ દરથી અથવા દરોથી કોઇપણ વર્ષ માટે આવક ઉપરનો કર આકારવો ત્યારે, દરેક શખસ, કંપની, પેઢી તથા અવિભકત હિંદુકુટુંબની પાછલા વર્ષની સઘળી આવક, નફા તથા કમાઇના સંબંધમાં, આ આકટના ઠરાવો મુજબ તથા તેમને પાત્ર, તે દર અથવા દરોથી તે વર્ષ માટે કર આકારવો.

૧૯૨૨ના આવકવેરાનો કાયદો, આવકવેરો આકારવાની યોજના. રીત. તથા મુળ નિયમો નક્કી કરે છે. પણ અગાઉના આવકવેરાના કાયદામાં, જેમ, કયા દરે આવકવેરો લેવો તેનું પત્રક જોડવામાં આવતું તેમ આ કાયદામાં નથી.

ધારા સભાનો ઇરાદો એવો લાગે છે કે દર વરસની સરકારની નાણાંની સ્થિતિના અંદાજપરથી તે વરસે કયા દરે વેરો લેવો તે નક્કી કરવામાં આવશે; અને વડી ધારાસભામાં બજેટ વખતે જે ફાઇનેન્સ એકટ પસાર થાય તેમાં તે વરસના આવકવેરા તથા સુપરટેકસના દરો પ્રસિદ્ધ થશે. ૧૯૨૨-૨૩ માટેના દરોનું પત્રક ઇન્ડીઅન ફાઇનેન્સ એકટ ૧૯૨૨ માં આપેલું છે. તે આ ચોપડીમાં આવકવેરાનો કાયદો પુરો થતાં બીજે પાને છે અને તેમાં વર્ષોવર્ષ ફેરફાર થવાનો સંભવ છે.

વેરાનો દર ફાઇનેન્સ એકટમાંથી લેવાનો છે પણ બીજી સઘળી બાબતોમાં તો આ કાયદોજ લાગુ પડે છે. કર "પાછલા વર્ષની" આવકપર છેવટનો લેવાનો છે એટલે આગલા કાયદામાં હતું તેમ ચાલુ વરસની આવક ઉપર ( હંગામી ) વેરો લઇ તેની વધઘટ પાછળથી આપ લે કરવાની નથી ( જુઓ હેતુ તથા કારણોનું નિરૂપણના પેરાગ્રાફ ૧ તથા ૨ )

"પાછલું વર્ષ" શબ્દો માટે કલમ ૨ (૧૧) તથા તેની સમજુતી જુઓ. દાખલા તરીકે ૧૯૨૨-૨૩ ના વર્ષ માટેનો વેરો તા. ૧-૪-૨૧ થી તા. ૩૦-૩-૨૨ સુધીના વર્ષમાં અથવા તો ૨ (૧૧) માં જણાવેલા વર્ષમાં થયેલી આવક પર લેવાનો છે. (જુઓ હેતુ તથા કારણોનું નિરૂપણનો પેરેગ્રાફ ૪)

હંગામી વેરો અને વધઘટ આપ લે નો સવાલ માત્ર ચોક્કસ સંજોગોમાં ઉભો થાય છે તેનો નીકાલ કલમ ૨૫ તથા ૫૮ માં કર્યો છે. ( જુઓ હેતુ તથા કારણોના નીરૂપણનો પેરેગ્રાફ ૨ )

આવક સંજ્ઞાનો અર્થ આ નવા કાયદામાં આપ્યો નથી કેમકે હાઇકોર્ટના એક રૂલીંગ પ્રમાણે ખરેખરી થયલી આવકને પણ આવક ગણવામાં આવી છે તેથી કલમ ૪ તથા ૬ થી ૧૨ માં જેને આવક ગણી છે તેના ઉપર આ કલમ પ્રમાણે આકારણી થશે. ( જુઓ હેતુ તથા કારણના નિરૂપણનો પેરેગ્રાફ ૩ )

આક્ટનું લાગુ પડવું.

૪. (૧) આમાં હવે પછી ઠરાવ્યું છે તે સિવાય, આ આક્ટ, ૬ઠી કલમમાં જણાવેલી અથવા તેમાં આવી જતી, સઘળી આવક, નફો અથવા કમાઈને, જો તે આવક, નફો અથવા કમાઇ ગમે તે સાધન દ્વારા બ્રિટિશ હિન્દુસ્તાનમાં થએલ હોય, ઉત્પન્ન થતાં હોય અથવા આવતાં હોય અથવા મળેલ હોય, અથવા આ આક્ટના ઠરાવો મુજબ તે આવક, નફો અથવા કમાઇ બ્રિટિશ હિન્દુસ્તાનમાં થતી અથવા ઉત્પન્ન થતી અથવા મળતી ગણાતી હોય તો, તેને લાગુ પડશે.

આ કલમ અને કલમ ૬ માં બતાવેલી આવકનો સંબંધ રાખવામાં આવ્યો છે એટલે કલમ ૬ થી ૧૨ સુધીની કલમમાં આવી જતી સઘળી આવક, નફા તથા કમાઇને આ એક્ટ લાગુ પડશે પછી તે ગમે તે સાધન દ્વારા બ્રીટીશ હીંદુસ્તાનમાં થયલી હોય એટલે

(૧) ઉત્પન થતી હોય

(૨) આવતી હોય

(૩) મળેલી હોય

(૪) અથવા આ એક્ટના ઠરાવો મુજબ ( જુઓ કલમ ૪ (૨), ૭ (૨), ૧૧ (૩), ૪૨) તે બ્રીટીશ હીદુસ્તાનમાં થતી ઉત્પન થતી અથવા મળતી ગણાતી હોય.

(૨) બ્રિટિશ હિંદુસ્તાનમાં રહેનારા શખસને બ્રિટિશ હિંદુસ્તાન બહાર કોઈ પણ ધંધા રોજગારથી ઉત્પન્ન થતો અથવા થતો નફો અથવા કમાઇ, બ્રિટિશ હિંદુસ્તાનમાં જે વર્ષમાં તે મળેલ હોય અથવા લાવવામાં આવેલ હોય તે વર્ષમાં થયેલો નફો અથવા કમાઇ ગણવામાં આવશે; જો કે તે વર્ષમાં તે નફો અથવા કમાઇ ઉત્પન્ન થએલ અથવા થએલ ન હોય તેની હરકત નહીં; પણ એવું ઠરાવ્યું છે કે તે જે વર્ષમાં ઉત્પન્ન થએલ અથવા થએલ હોય તે વર્ષની આખરથી ત્રણ વર્ષની અંદર એવી રીતે મળેલો અથવા લાવવામાં આવેલો હોવો જોઇએ.

(૫) જો તે હીંદુસ્તાનમાં રેહેનાર શખસને હીંદુસ્તાન બહાર થતાં હોય તો બ્રીટીશ હીંદુસ્તાનમાં જે વર્ષમાં તે મળેલાં હોય અગર લાવવામાં આવ્યાં હોય તે વર્ષમાં થયલો નફો અથવા કમાઇ ગણવામાં આવશે જો કે તે વર્ષમાં તે થયાં હોય અગર થયાં નહી હોય તેની હરકત નહીં. પણ એવી રીતે મળેલાં અથવા આવેલાં ઉત્પન જે વરસમાં ઉત્પન થયલાં હોય તે વર્ષની આખરથી ત્રણ વર્ષની અંદર મળેલાં અગર લાવવામાં આવેલાં હોવા જોઇએ ( જુઓ સી. કા. રી પા. ૨૨ )

ખુલાસો:—બ્રિટિશ હિંદુસ્તાનની બહાર ઉત્પન્ન થતો અથવા થતો નફો અથવા કમાઇ, બ્રિટિશ હિંદુસ્તાનમાં તૈયાર કરેલા સરવાયામાં તે ગણવામાં આવેલ હોય તેટલાજ માત્ર કારણસર, આ પેટ–કલમના અર્થ મુજબ, બ્રિટિશ હિંદુસ્તાનમાં મળેલ છે અથવા લાવવામાં આવેલ છે એમ ગણવું નહીં.

ખુલાસા ઉપરથી જણાશે કે ખરેખરી પેદાશ અથવા ઉત્પનની રકમજ અને તે વળી હિંદુસ્તાનમાં મળેલી અગર લાવવામાં આવી હોય તોજ કરને પાત્ર થશે એટલે પેદાશની રકમ નહી હોય અથવા પેદાશ ખરેખરી બ્રિટિશ હિંદુસ્તાનમાં આવી નહી હોય પણ ફકત ચોપડામાં જમે ખરચ નાખવામાં આવ્યો હોય તો તે આ કલમમાં લખેલી પેદાશ ગણાવી જોઇએ નહીં. એટલે મુડીની રકમ આવી હોય તો તે કરને પાત્ર નથી અને ચોપડામાં ફકત જમા ખરચ નાખ્યો હોય તેટલાજ કારણથી કરને પાત્ર થતી નથી.

કલમ ૪ ના ત્રણ ભાગ છે. (૧) અને (૨) પેટા કલમ કયી પેદાશ કરને પાત્ર છે તે બતાવે છે. પેટાકલમ (૩) કયી પેદાશ કરમાંથી મુકત છે તે બતાવે છે. પેટા કલમ (૧) માં મુલકની દષ્ટિએ કઇ પેદાશ કરને પાત્ર થાય તે બતાવ્યું છે. પેટા કલમ (૨) માં બ્રીટીશ હિંદુસ્તાનમાં રહેનારની બાબતમાં તેની બ્રી. હિંદુસ્તાન બહારની આવક સંબંધમાં વિચાર કર્યો છે.

પેટાકલમ (૧) પ્રમાણે આ કાયદામાં મુકત કરી હોય એ શીવાયની આવક જો બ્રિટિશ હિન્દુસ્તાનમાં મળવાને પાત્ર

થતી હોય યા ઉત્પન્ન થતી હોય અથવા (જો બ્રિ. હિંદુસ્તાન બહાર ઉત્પન્ન થતી હોય અથવા મળવાને પાત્ર થતી હોય તોપણ) હિંદુસ્તાનમાં આવેલી અથવા મળેલી હોય તો તે કરને પાત્ર છે. પછી કર ભરનાર શખસ હિન્દુસ્તાનનો રહેનાર હોય યા નહિ હોય. દાખલા તરીકે નવસારી (બરોડ સ્ટેટ)ના રહેનારની માલીકીની બ્રીટીશ સરકારની ૩⅞ ટકાની લોનનું વ્યાજ સુરતમાં કે મુંબઇની ત્રીજોરીમાંથી મળે છે. અર્થાત બ્રીટીશ હિન્દુસ્તાનમાં મળે છે માટે તે ઈનકમટેક્ષને પાત્ર છે ( જો કે કર કપાયા પછી ઇનકમટેક્ષ ઓફીસરને અરજી કરી પોતાની બ્રીટીશ હિન્દુસ્તાનમાંની વાર્ષિક આવક રૂ. ૨૦૦૦) ની અંદરની છે એવું સરટીફીકેટ મેળવવાથી તેનું રીફન્ડ મળી શકે. )

દાખલો (૨) આ લોનનું એવું બને છે કે દેશી રાજ્યમાં અથવા ઈંગ્લંડમાં રહેનાર એવા બ્રિટીશ હિન્દી સરકારના લોન ધરાવનારની સગવડ ખાતર દેશી રાજ્યની ત્રીજોરીમાંથી અથવા ઈંગ્લંડમાંથી વ્યાજ આપવાની સરકાર ગોઠવણ કરે છે. આ વ્યાજ પર પણ બ્રી. હિન્દુસ્તાનનો આવક વેરો કાપી લેવાનો છે કેમકે આ વ્યાજ બ્રિ. હિન્દુસ્તાનમાં "મળવાને પાત્ર છે." માત્ર લોન ધરાવનારની સગવડ ખાતરજ બહાર આપવામાં આવે છે. (હિ. સ. ફી. અનેક નં. ૩૮૭૬ તા. ૨૫-૧૦-૧૮૮૬.)

હિન્દી સરકારની સ્ટરલીંગ સીકયુરીટીનું વ્યાજ ઈંગ્લંડમાં મળવાનો હક છે. હિન્દુસ્તાનમાં મળવાનો નથી તેથી જો આ વ્યાજ બ્રિ. હિન્દમાં લાવવામાં ન આવ્યું હોય તો તે કરને પાત્ર થાય નહિ. આજ પ્રમાણે ઇંગ્લંડ અથવા બીજી યુરોપીઅન સરકારની લોનનું વ્યાજ તથા એવી પરદેશી કંપનીનાં ડીબેન્ચર શેર વગેરે પર ડીવીડન્ડ જો બ્રી. હિન્દમાં ન આવ્યું હોય તો હિન્દના ઇનકમટેક્ષને પાત્ર નથી. (હિ. સ. ફી. ડી. નં. ૧૫૨૭ ફ. તા. ૪-૬-૧૯૧૮.)

બ્રી. હિન્દુસ્તાનમાં રહેનાર કોઈ શખસને નામે બ્રી. હિન્દુસ્તાનની બહાર તેના આડતીઆ અથવા નોકરો ધંધો કરતા હોય અને માલીક કોઇ કોઇ વખત માત્ર ધંધા સંબંધી સામાન્ય સુચના તે આડતીઆને મોકલતો હોય, અને જો આ ધંધાની આવક બ્રી. હીન્દુસ્તાનમાં ન આવતી હોય તો તે

ધંધાનો નફો ઘી. હિ. ના ઇનકમટેક્ષને પાત્ર નથી. ( મદ્રાસ હાયકોર્ટ કેસ નં. ૪ ૧૯૧૫ ના ટુકોટાઇચેટી )

જો આવા ધંધાની આવક ધી. હિ. માં આવે તો તે કલમ ૪ (૨) ને અનુસરીને ધી. હિ. ના ઇનકમટેક્ષને પાત્ર થઇ શકે.

(૩) આ આક્ટ હેઠળના વર્ગની આવકને લાગુ પડશે નહીં, એટલે કેઃ—

(૧) સર્વાંશે ધર્મસંબંધી અથવા ધર્માદા કામો માટે ટ્રસ્ટમાં અથવા બીજા કોઇ કાયદાના બંધનની રૂયે ધારણ કરેલી મિલકતમાંથી થએલી કોઇ પણ આવક, તથા એવા કામ માટે માત્ર અંશતઃજ એવી રીતે ધારણ કરેલી મિલકતની બાબતમાં, તે કામ માટે વાપરેલી, અથવા વાપરવા માટે છેવટે જુદી કાઢેલી આવક,

આ પેટા કલમનો લાભ મળવા માટે નીચેની બાબત જરૂરની છે.

જે મીલકતમાંથી સદરહુ આવક ઉત્પન્ન થતી હોય તે મીલકત ટ્રસ્ટ અથવા બીજા કોઇ કાયદાના બંધનની રૂયે ધારણ કરેલી હોવી જોઇએ. અને

આ મીલકત આવી રીતે ધારણ કરવાનું કારણ એ હોય કે તેની આવક સર્વાંશે ધર્મ સંબંધી અથવા ધર્માદા કામ માટે વાપરવાની હોય.

જેના હાથમાં મીલકત સોંપવામાં આવી હોય તે ઉપર મુજબ કાયદાના બંધન પ્રમાણે ન હોય પણ તે માણસ મોટા છે, ઉદાર દીલના છે, ધર્મ પર આસ્થાવાળા છે, દગો ફટકો નહી કરે એવી તે માણુસ પર શ્રદ્ધા રાખીનેજ સોંપવામાં આવી હોય તો તે મીલકતની આવક કરમાંથી મુક્ત થશે નહિ કેમકે આ માણુસને ધર્મ સંબંધીજ અથવા ધર્માદા કામમાંજ આવક વાપરવા માટે કાયદા પ્રમાણે ફરજ પાડી શકાય નહી.

દરેક કેસમાં ટ્રસ્ટડીડ હોવું જોઇએ એમ નથી કેમકે રજીસ્ટર્ડ થયેલું વીલ અને દીવાની કોર્ટનો હુકમ પણ કાયદાનાં બંધન તરીકે ગણી શકાય.

મસજીદ, દેવાલય, દેરાસર, અગીઆરી વગેરેના નીભાવ માટેની મીલકત ધર્મ સંબંધી કામની મીલકત ગણી શકાય.

અશક્તાશ્રમ, અનાથાશ્રમ, ફ્રી હોસ્પીટલ, ફ્રી સેનીટોરીઅમ, ગરીબોને માટેનું સદાવ્રત વગેરે ધર્માદા કામ ગણી શકાય.

આ પેટા કલમના પાછલા ભાગમાં કહે છે કે જો મીલકતની આવકનો થોડો ભાગજ આવા ધર્મ સંબંધી અથવા ધર્માદા કામમાં વાપરવાનો હોય તો જેટલો ભાગ આવા કામ માટે વપરાય અથવા વાપરવા માટે જુદો કાઢવામાં આવે તેટલોજ ભાગ કરથી મુકત છે.

જે વર્ષમાં આવક ઉત્પન્ન થાય તેજ વર્ષમાં તે વાપરી નાંખવી જોઇએ એવું કાંઇ આ કાયદાનું બંધન નથી.

જો મીલકતની આવકનો અમુક ભાગજ ધર્માદા કામમાં વાપરવાનો હોય તે મીલકતની વહીવટના ખર્ચનો ફાળે પડતો ભાગ ધર્માદા કામમાંજ ખર્ચાયો છે એમ ગણી લેવાનું છે.

આ કલમમાં બતાવેલી મુક્તિનો લાભ લેવા માટે આવક આવા કામમાં વપરાય છે એવી મતલબનું ઇનકમટેક્ષ ઓફીસરનું સરટીફીકેટ જોઇએ.

**(૨) ઐચ્છિક બક્ષીસોથી મળેલી તથા ધર્મસંબંધી અથવા ધર્માદા કામો માટેજ ફકત વાપરવાની ધર્મસંબંધી અથવા ધર્માદા સંસ્થાની કોઇપણ આવક,**

પેટા કલમ (૧) માં મીલકતની આવકને મુક્તિ આપી છે. પેટા કલમ (૨) આપનારની મુનસફીથી મળેલી બક્ષિસોની આવકને કરમાંથી મુકત કરી છે, પણ પેટાકલમ (૧) થી ફેર એટલો છે કે **બધીજ** બક્ષીસની આવક ધર્મ સંબંધી અથવા ધર્માદા કામમાં વપરાયલી હોવી જોઇએ.

**(૩) સ્થાનિક અધિકારીઓની આવક,**

"સ્થાનિક અધિકારી" એટલે જનરલ કલોસીસ એક્ટ કલમ ૩ (૨૮) મુજબ મ્યુનીસીપલ કમીટી, ડીસ્ટ્રીક્ટ બોર્ડ, પોર્ટ કમીશ્નરો વગેરે.

**(૪) સને ૧૮૯૭નો પ્રોવિડન્ટ ફંડ બાબતનો આકટ જેને લાગુ પડતો હોય એવું પ્રોવિડન્ટ ફંડ જે સિકયુરિટીઓ**

ધારણ કરતું હોય, અથવા જે તેની મિલકત હોય, તે સિક્યુરિટીઓનું અથવા સને ૧૯૧૨ નો પ્રોવિડન્ટ ઇન્શ્યુરન્સ સોસાયટી બાબતનો આકટ જેને લાગુ પડતો હોય અથવા તે આકટની રૂએ માફી આપવામાં આવી ન હોત તો જેને લાગુ પડતે, તેવી કોઈપણ પ્રોવિડન્ટ ઈન્શ્યુરન્સ સોસાયટી ધારણ કરતી હોય અથવા તેની મિલકત હોય તે સિક્યુરિટીઓનુંજ વ્યાજ,

ઇન્ડીઅન ટ્રસ્ટ એકટની ૨૦મી કલમમાં ટ્રસ્ટીઓ કઇ કઇ જાતની જામીનગીરીઓમાં નાણું રોકી શકે તે બતાવ્યું છે, તે સઘળી જામીનગીરીઓ આ પેટા કલમમાં વાપરેલા સીક્યુરીટી શબ્દના અર્થ તરીકે લેવાની છે. (હિ. સ. ફી. ડી. ૧૮૮૨ એફ તા. ૪-૭-૧૮૧૮.)

પ્રોવીડન્ટ ફંડનો ૧૮૯૭ નો કાયદો (૧) સરકારી પ્રોવીડંટ ફન્ડ (૨) રેલ્વે પ્રોવીડન્ટ ફન્ડ અથવા (૩) કોઈ પણ પ્રોવીડન્ટ ફન્ડ જેને નામદાર સરકાર મંજુર કરે તેને લાગુ છે. લોકલ ઓથોરીટી લોન એકટ મુજબ તેવી સંસ્થાના નોકરોના ઉપયોગ સારૂ પ્રોવીડન્ટ ફંડ કર્યું હોય તો તેને નામદાર સરકાર આ કલમ મુજબ મુક્તિ આપી શકે છે.

પ્રોવીડન્ટ ઇન્સ્યુરન્સ સોસાયટી એટલે કોઇ વ્યક્તિ અથવા સંસ્થા, જન્મ, લગ્ન અથવા મોતને વખતે પૈસા આપવાને માટે પ્રીમીઅમ અથવા ફાળો લે તે વ્યક્તિ અથવા સંસ્થા. આ બાબત પ્રોવીડન્ટ ઇન્સ્યુરન્સ સોસાયટીના કાયદાની કલમ ૨ (૮) ૩, ૪, તથા ૬ જોવી.

(૫) આખા પેન્શનના અથવા તેના કોઇ ભાગના બદલામાં, અથવા મરણ અથવા ઇજા માટે એકત્ર બદલાની રકમ તરીકે, અથવા કોઇપણ વીમાની પોલિસીની ભરપાઇની રકમ બદલ અથવા એવા કોઇપણ પ્રોવિડંટ ફંડમાં નાણાં ભરનારને ખાતે એકઠી થયલી જમા રકમ તરીકે મળેલી કોઇપણ સામટી રકમ,

આ પેટા કલમમાં ચાર જુદી જુદી બાબત ગણાવી છે તે નીચે મુજબ છે.

૧. આખા પેનશન અથવા તેના કોઇ ભાગના બદલામાં મળેલી સામટી રકમ.

૨. મરણ અથવા ઇજા પામવા માટે એકત્ર બદલા તરીકે મળેલી સામટી રકમ.

૩. વીમાની પોલીસીની ભરપાઇ તરીકે મળેલી સામટી રકમ. અને

૪. ઉપર બતાવેલા ( પેટા કલમ-૪ માં ) પ્રોવીડન્ટ ફન્ડમાં નાણાં ભરનારને ખાતે એકઠી થયેલી જમા રકમ તરીકે મળેલી સામટી રકમ.

આ ચારે રકમો આવક તરીકે ગણવાની નથી પણ તે એકઠી થયેલી રકમ મુડી તરીકે ગણવાની છે તેથી તે કરને પાત્ર નથી.

દાખલાઓ—

૧. 'अ' ને સરકારી ત્રીજોરીમાંથી અમુક રકમનું માસીક પેનશન મળે છે. આ માસીક પેનશન મેળવવાનો હક જતો કરી તે બદલામાં સામટી રકમ સ્વીકારે છે. આ ઉભેલી રકમ કરને પાત્ર નથી.

૨. 'ब' રેલ્વેમાં થએલા અકસ્માતથી મરણ પામ્યો છે. 'ब' ના વારસને રેલ્વે કંપની તરફથી રૂા. ૨૦૦૦૦) ડેમેજીસ તરીકે મળે છે આ રકમ કરને પાત્ર નથી. 'ब' ને પોતાને તેના હાથ કપાઇ જવાથી ડેમેજીસના રૂા. ૧૦૦૦૦) સામટા મળે છે, તે કરને પાત્ર નથી પણ જીવે ત્યાં સુધી માસીક રૂા. ૨૦૦) મળે તો આ રકમ કરને પાત્ર થાય (સ. ઠા. એફ. ડી. ૫૨૪૬ તા ૧૪-૧૨-૯૭)

૩ क ને ઓરીએનટલ ઓફીસમાંથી તેની જીંદગી પરના વીમાની મુદત પાકવાથી રૂા. ૧૦૦૦૦) મળે છે, આ કરને પાત્ર નથી.

ड એ એવી ગોઠવણ કરી છે કે વીમાની ઓફીસમાંથી દર માસે તેની વિધવાને જીવે ત્યાં સુધી રૂા. ૨૦૦) ની રકમ મળે. પેટા

કલમ ૫ મુજબ આ રકમ કરમાંથી મુકત થઈ શકે નહિ. 'ગ' ની ગ્યાસલેટની ટાંકી બળી જવાથી વીમા કંપનીમાંથી રૂા. ૧૦૦૦૦) મળે છે. આ રકમ કરને પાત્ર નથી.

(૬) કોઈપણ નફો મળે એવાં હોદ્દાનાં અથવા નોકરીનાં કામ કરવામાં થએલા સઘળા અને જરૂરના ખર્ચ મળવા બદલ, વિશેષ કરીને આપેલું કોઇપણ ખાસ એલાવન્સ, નફો અથવા હકસાઇ,

મુસાફરીનું ભથ્થું, ઘેડા, સાઇકલ રાખવાનું એલાવન્સ અને પોતાની જરૂરીયાત ઉપરાંત કાંઇ વધારે ભાડાનો ખર્ચ કરવો પડતો હોય અને તે બદલ જે કાંઇ ભાડું અથવા વગર ભાડાનું ઘર મળે તેનું ભાડું એ સર્વ આ પેટા કલમ મુજબ કરમાંથી મુકત થાય છે આ પેટા કલમને કલમ ૭ (૧) તથા કલમ ૧૨ સાથે વાંચવી.

જુના કાયદા એટલે ૧૯૧૮ના કાયદાની કલમ ૩ (૨) (૪) માં વગર ભાડાના ઘરની ભાડાની રકમ મુકત હતી પણ આ કાયદામાં તે પેટા કલમ છોડી દેવામાં આવી છે કેમકે જો તે કલમ રેહેવા દઇએ તો વગર ભાડાના મકાનને પેટાભાડે આપવાની શરત હોય તો તે કરને પાત્ર છે છતાં એ પેટા કલમ પ્રમાણે એવી શરત નહી હોય તો તેના ઉપર કર આકારી શકાતો નહોતો પણ આ કાયદામાં તે પેટા કલમ છોડી દેવામાં આવી છે એટલે આવી આવક કામે રેહેનારના મેહેનતાણામાં વધારે તરીકેના હોય તો કરને પાત્ર છે અને મેહેનતાણામાં વધારે તરીકેના નહીં હોય તો કરને પાત્ર નથી એટલે દરેક બાબત તેના ગુણદોષપર આધાર રાખે છે. જો કોઇ નોકરીની જગ્યા એવી હોય કે જેમાં તમામ રકમ ખર્ચવાની જરૂરજ હોય તો કરને પાત્ર નથી પણ તેવી જરૂર નહી હોય તો પેટા કલમ ૬ માં સમાસ થતો નથી અને તેથી કલમ ૭ (૧) તથા ૧૨ મુજબ પાત્ર થાય છે. વગર ભાડાના મકાનના સંબંધમાં તે રકમ નોકરના પગારના દશ ટકા કરતાં વધારે થવી જોઇએ નહીં. ( સી. ટી. ડી. )

(૫) ધંધો રોજગારથી અથવા ધંધા, ઉદ્યમ અથવા રોજગાર ચલાવવાથી મળતાં નહિ હોય તથા જે પ્રસંગોપાત મળતાં હોય અને વારેવારે તે મળતાં નહિ હોય અથવા કામે રહેનારના મહેનતાણામાં વધારા તરીકેનાં નહિ હોય એવાં કોઇપણ મળેલાં નાણાં,

આ પેટા કલમનો લાભ મળવા માટે અમુક રકમ,

૧. ધંધો રોજગારથી અથવા ધંધો ઉદ્યમ અથવા રોજગાર ચલાવવાથી મળેલી હોવી જોઇએ નહિ તથા

૨. કામે રહેનારના મહેનતાણામાં વધારા તરીકેની હોવી જોઇએ નહિ. અને

૩. તે રકમ પ્રસંગોપાત મળેલી હોવી જોઇએ. વારંવાર નહીં મળતી હોવી જોઇએ.

મેજયુઇટી કલમ ૭ (૧) મુજબ કરને પાત્ર છે. તેમજ તેની બાબતમાં ઉપલી ત્રણ શરતમાંથી બીજી શરત પુરી થતી નથી તેથી તે કરથી મુક્ત છે, એવી ગુંચવણ ઉભી થઇ શકતી નથી.

આ પેટા કલમનો અર્થ સમજાવવા માટે નીચેના દાખલાઓ આપ્યા છે. (જુઓ હીં સ. ક એફ ડી ૭૫૧ ફ તા. ૨૬-૩-૧૮ અને સ ફ. આર. ડી. ૫૦૫૯ તા. ૨૫-૪-૧૮)

(૧.) એક માણસ જો નફો કરવાના ઇરાદાથી ઘરોની ખરીદી અને વેચાણ કરતો હોય તો તેના નફાની રકમ કરને પાત્ર છે. બીજો માણસ ચ પોતાને રહેવાને સારૂ મકાન ખરીદ કરે છે અને પાછળથી વેચી નાખતાં નફો મળે છે તે નફો કરને પાત્ર નથી. (૨) તેજ ધોરણે શેર અને સીક્યુરીટીના વેચાણના સંબંધમાં પણ સમજી લેવાનું છે; એટલે એક માણસ જો નફો કરવાના ઇરાદાથી શેર અગર સીક્યુરીટી ખરીદી વેચી નાખે છે તો તે પણ કરને પાત્ર છે. બીજો સખસ ચ મુડી તરીકે રાખી તેમાંથી વ્યાજ ઉત્પન કરવાના ઇરાદાથી શેર અગર સીક્યુરીટી ખરીદ કરે છે અને પછી જરૂરીઆત પ્રમાણે તે વેચી નાખે છે તો તેમાંથી મળતો નફો કરને પાત્ર નથી. દાખલા

તરીકે તે સને ૧૯૩૯-૪૦ ની ૫૫ ના ભાવથી મુદત પુરી થયે પુરા રૂપીઆ સો લેવાની શરતે રૂા. ૧૦૦ની કીમતની હીંદુસ્તાનની વૉર લોન ખરીદ કરે છે ને અમુક મુદતે તે વેચી નાખે છે તો તેમાંથી મળતું પ્રીમીયમ ( નફો ) કરને પાત્ર નથી. આ દાખલાનો એક અપવાદ એવો છે કે 'ટ્રેઝરી બીલ્સ" રૂા. ૧૦૦થી ઓછા ભાવે ખરીદ કરે અને બાર મહીનાની અગર તેથી ઓછી મુદતે રકમ રૂા. ૧૦૦ ના દરે રોકેલી રકમ મેળવે તો તેમાંથી થતો નફો કલમ ૧૨ પ્રમાણે કરને પાત્ર થાય છે. જો કે આ ઉત્પન એ કંઇ વ્યાજ નથી તે કારણથી તેના ઉત્પનના ઉપર કલમ ૧૮ (૩) પ્રમાણે કર કાપી લેવામાં આવ્યો નહીં હોય. (૩) એક માણસ ને લૉટરી અગર શરતમાં ઇનામ મળ્યું હોય તો તે રકમ કરને પાત્ર નથી બીજો માણસ જ શરત રમવાનો ધંધો કરતો હોય તો તેના એવા ધંધાથી થતો નફો કરને પાત્ર છે. (૪) એક માણસ ભીખ માગવાનો ધંધો કરતો હોય તો ભીખ માગવાના ધંધાથી થતી પેદાશ આ પેટા કલમથી કરમાંથી મુકત નથી (૫) એક માણસ ચોપડી લખતો હોય તો ચોપડીના વેચાણમાંથી થતો નફો કરને પાત્ર છે.

એજ બાબતમાં બીજા હુકમો નીચે મુજબ છે (જુઓ હી. સં. ફ. એફ. ડી. ૧૦૧૭ એફ તા. ૧૬-૫-૧૮ અને સ. ફ. આર. ડી. ૬૪૯૦ તા. ૧૩-૬-૧૮ )

(૧) કોઇ વ્યકતી કંપની અથવા પેઢી પાસે શેર અગર સીકયુરીટીમાં મુડીનો ભાગ રોકાયલો હોય તો તે જયાં સુધી એવી રીતે રોકાયલો હોય ત્યાં સુધી તેની બજારની કીમતમાં વધઘટ થવાથી તેના પરીણામને ઇનકમટેકસ એટલે આવક ઉપરના કરનો કાયદો લાગુ થતો નથી અને તેજ પ્રમાણે આવી રીતે ધારણ કરેલા શેર અને સીકયુરીટી ( દાખલા તરીકે એક અથવા કંપનીના રીઝર્વ ફંડની સીકયુરીટીઓ )ની કીમત પાછી મેળવવામાં આવે તો તે વેચાણથી મુડીનો ફેરફાર થાય છે. તેથી એવા વેચાણથી થતો નફો અગર નુકસાન આવક ઉપરના કરની બાબતમાં હીસાબમાં લેવાનો નથી ( કરને પાત્ર થતો નથી ). પણ જયારે એવી વ્યકતી, કંપની અથવા પેઢી પોતાની મીલકત તેના વેચાણ નફો મેળવવાના ઇરાદાથી વેચી પાછળથી

તેનું ઉત્પન્ન પાકું રોકે તો તે વ્યકતી કંપની અથવા પેઢી શેકાણની જમા બદલે છે અને તેમાંથી નફો મેળવવાના ઇરાદાથી એક જાતનો ધંધો કરે છે અને ત્યારે તેમાંથી મળતાં નફો અથવા ખોટ વેપારથી થતા નફા અથવા ખોટ તરીકે ગણવાં જોઇએ અને તેથી આવક ઉપરના કરની આકારણી નક્કી કરવામાં આ નફો તથા ખોટ હીસાબમાં ગણી લેવાં જોઇએ એ દરેક બાબતના ગુણદોષ ઉપરથી નક્કી કરવાનું રેહેશે અને જો નફા ઉપર કર લેવાનું ઠરે તો ખોટની રકમ મજરે આપવી જોઇએ. ઉપર લખેલુ ધોરણ ઇંગ્લંડમાં ચાલતા વહીવટ પ્રમાણેજ છે ( જુઓ સ્નેલીંગની ઇનકમટેક્સ પ્રેકટીસની ચોપડી બીજી આવૃત્તી પાનું ૨૫૭)

(૪) ખેતીવાડીની આવક.

ખેતીવાડીની આવકનો અર્થ કલમ ૨ (૧) માં આપ્યો છે.

આ પેટા–કલમમાં "ધર્માદા કામ" એ સંજ્ઞામાં, ગરીબોને મદદ, કેળવણી, વૈદ્યકીય મદદ, અને સામાન્ય રીતે સાર્વજનિક ઉપયોગના બીજા કોઈપણ કામની વૃદ્ધિ, એમનો સમાવેશ થાય છે.

કલમ ૪ (૩)માં ગણાવેલી બાબતો કરમાંથી મુકત છે તે ઉપરાંત આ એકટની કલમ ૬૦ મુજબ મળેલી સત્તાની રૂએ ગવરનર જનરલ ઇન કાઉન્સીલે નીચેની બાબતોને કરથી મુકત કરી છે.

નીચે લખેલી પેદાશ કરને પાત્ર નથી તેમજ આ એકટ મુજબ કોઇ 'એસેસી'ની કુલ આવક નકકી કરવા માટે પણ આ પેદાશ ગણત્રીમાં લેવાની નથી.

(૧) હીંદુસ્તાનના કોઇ રાજાનો અગર રાજ્યનો કોઇ એજન્ટ જે બ્રીટીશ હીંદુસ્તાનની હદમાં રાજાને બદલે પોલીટીકલ કામ કરવાને યોગ્ય રીતે નીમાયલો હોય અને તેવા એજન્ટ તરીકે તે રાજા અગર રાજ્ય તરફથી બ્રીટીશ હીંદુસ્તાનમાં મળતું હોદ્દાને અંગનું મેહેનતાણું; અને પરરાજ્યના કોન્સલ અગર પરરાજ્ય તરફથી કામ કરનાર માણસ અને તેના સંબંધમાં કામ કરતા તાબાના નોકરોને તે રાજ્યો તરફથી મળતો પગાર તથા ફી, (પરરાજ્ય તરફથી કામ કરનારનાં સંબંધી

મુક્તિ એવા પગાર અને ફીનેંજ લાગુ છે. તેઓ બીજો ધંધો કરતા હોય તેને લાગુ નથી. જો તેઓ હીંદુસ્તાનના રહીશો હોય તો તેને આ મુક્તિ લાગુ નથી. );

(૨) કોઇ પણ કામ શીખવા સારૂ હીંદુસ્તાનના કોઇ રાજ્યમાંથી માણસ નીમાઇ આવ્યો હોય તો તે જેટલો વખત તેવી નોકરી પર આવ્યો હોય તેટલા વખતનો પગાર અને હકસાઇ;

(૩) કેળવણીના ખર્ચ સારૂ મેળવેલી સ્કોલરશીપ (શિષ્યવૃતી);

(૪) નામદાર મલિક મુઆઝમના લશ્કરના અગર તેમના હીંદુસ્તાનના લશ્કરની કોઇ વ્યક્તિની પેદાશનો જે ભાગ તેના પગારમાંથી રેજીમેન્ટલ મેસને સારૂ અગર બેન્ડ ફન્ડને માટે કાપી લીધેલો હોય તે;

(૫) વીકટોરીઆ ક્રોસ, મીલીટરી ક્રોસ, ઓરડર ઓફ બ્રીટીશ ઇન્ડીઆ અને ઇન્ડીઅન ઓરડર ઓફ મેરીટને લગતા હકની રકમ;

(૬) સરકારી લોન જે રાજ્યની મીલકત તરીકે રાજાઓ પાસે છે તેનું વ્યાજ;

(૭) પોસ્ટ ઓફીસ કેશ સરટીફીકેટનું ઉત્પન્ન;

(૮) પોસ્ટ ઓફીસ સેવીંગ બેંક ડીપોઝીટનું વ્યાજ

(૯) યુનીવરસીટી અને એવી સંસ્થા ફક્ત કેળવણીને માટે હોય તેની પેદાશ;

(૧૦) માલિક મુઆઝમના વેપારી કમીશનરોનાં પગાર

(૧૧) લડાઇમાં જખમને લીધે અગર લડાઇની કામગીરી માટે થયલી ઇજાની ગ્રેચ્યુઇટી;

(૧૨) લડાઇમાં મરણ પામેલા ઓફીસર વગેરેની વિધવા છોકરાં વગેરેને આપેલી ગ્રેચ્યુઇટી;

(૧૩) રેલવે પ્રોવીડન્ટ ફંડનો નોન પેન્શનેબલ ફાળો ભરનારને આપેલી ગ્રેચ્યુઇટી;

(૧૪) યુનાઇટેડ કીંગડમમાં ડયુટી અગર રજા ઉપર ગયલા સરકારી નોકરોને મળેલો પગાર;

(૧૫) કોઇ સંસ્થાનની ત્રીજોરીમાંથી તેવી રીતે મળેલો પગાર

(૧૬) ઉપર લખેલા શખસોની ૧૪ને૧૫માં બતાવેલી રીતે મળેલી પેન્શનની રકમ;

(૧૭) બ્રાટસે.રદરૂઆરના સને ૧૯૨૦ અને ૧૯૨૧ના બોન્ડનું વ્યાજ;

(૧૮) નૌકા મીલીટરી અને વીમાનના લશ્કરના માણસોને લડાઇમાં અગર તે કામ કરતા દરમ્યાન થયલા જખમ બદલ મળતાં પેન્શન;

(૧૯) ઉપર જણાવેલા શખસોને શરીર અશક્ત થવાથી ઇન્વેલીડ પેન્શન;

(૨૦) ગળીના ઉત્પન્ન કરવાના ધંધાની પેદાશ સને ૧૯૨૧થી બેત્રસ સુધી;

પોસ્ટ ઓફીસ મારફત ખરીદ કરેલી સરકારી સીક્યુરીટી જે પોસ્ટ અને ટેલીગ્રાફના એકાઉન્ટન્ટ જનરલના હવાલામાં રાખવામાં આવી હોય તેનું વ્યાજ કરમાંથી મુક્ત છે; પણ તે કુલ આવક નક્કી કરવામાં ગણી લેવામાં આવશે. વળી એ ઉપરાંત કોઓપરેટીવ સોસાઇટીના સને ૧૯૧૨ના એક્ટ ની કલમ ૨૮ મુજબ નીચે પ્રમાણે છુટ આપવામાં આવી છે.

(૧) સદરહુ એક્ટ મુજબ નોંધાયલી એવી સોસાઇટીના નફાનો ઇનકમટેક્સ ( આવક ઉપરનો કર ) અથવા

(૨) એવા નફાને લીધે સોસાઇટીના મેમ્બરને મળેલુ ડીવીડન્ડ અગર બીજી રકમ

પણ ધ્યાનમાં રાખવાનું કે સોસાઇટીની માલકીની સીક્યુરીટીના વ્યાજમાંથી મળતી પેદાશ આવક ઉપરના કરને પાત્ર છે અને એવી સોસાઇટી સુપર ટેક્સમાંથી મુક્ત નથી પણ તમામ નફા ઉપર સુપર ટેક્સ આપવાને પાત્ર છે.

જુના કાયદા પ્રમાણે કરની પાત્રતા બાબત નીચે લખેલા ઠરાવો થયલા છે.

(અ) બ્રીટીશ હીંદુસ્તાનમાં આવેલી પેદાશ જો કે તે અહીં ઉત્પન થઇ હોય કે નહીં.

(૧) બ્રીટીશ હીંદુસ્તાનમાં રેહેનાર દરેક શખસની આવક પરરાજ્યના તેના ધંધાથી થતી આવક સાથે કરને પાત્ર છે. ( સ. ઠા. એફ. ડી. ૧૧૬૭ તા. ૨૧-૪-૮૬ );

(૨) કોઇ દેશી રાજ્યનો રહીશ બ્રીટીશ હીંદુસ્તાનમાં આવી ધંધો કરે તો તેમાંથી થતી આવક તે શખસનું ઠેકાણું બ્રીટીશ હીંદુસ્તાનમાં નહી હોય તો પણ કરને પાત્ર થાય છે; અને બ્રીટીશ હીંદુસ્તાનમાં રેહેતા દરેક એકત્ર કુટુંબની આવક પછી તે ગમે ત્યાં ઉત્પન થતી હોય તોપણ કરને પાત્ર છે; એટલે એકત્ર કુટુંબનો કોઇ માણસ પર રાજ્યમાંથી પોતાની પેદાશ પૈકી કંઇ પણ રકમ કુટુંબના ફાળા અગર આવક તરીકે મોકલે તો તે કરને પાત્ર થાય છે ( સ. ઠા. એફ. ડી. ૧૨૩૭ તા. ૩-૫-૮૬ તથા ૧૬૭૪ તા. ૨-૭-૮૭ )

(૩) કરની પાત્રતા ઠરાવવામાં પર રાજ્યમાંથી મોકલાયલી રકમો બ્રીટીશ હીંદુસ્તાનના રહીશની છે કે કેમ તેજ ફક્ત જોવાનું નથી પણ તે આવક કે નફો બ્રીટીશ હીંદુસ્તાનમાં ઉત્પન થાય છે અથવા આવે છે કે કેમ અને તે મુજબ દરેક કામના ગુણ દોષ ઉપર જોવાનું છે. બ્રીટીશ કાયદાના રક્ષણથી કોઈ આવક અથવા નફો બ્રીટીશ હીંદુસ્તાનના કોઇ શખસને પોહોંચે તોજ કરને પાત્ર થાય છે તે ધોરણ ઉપર કાયદો ઘડાયલો છે. પર રાજ્યમાં ખરચાઈ જાય તો પાત્ર થતી નથી. ( સ. ઠા. એફ ડી. ૨૩૮૩ તા. ૧૯-૬-૮૯ ). આ બાબતનો એક અપવાદ છે તે કલમ ૧૧ ની પેટા કલમ ૩ માં આપ્યો છે. તેજ પ્રમાણે બ્રીટીશ હીંદુસ્તાનમાંના કોઇ શખસના દેશીરાજ્યમાંથી લાવવામાં આવેલી પેદાશ બ્રીટીશ હીંદુસ્તાનમાં આવેલી ગણી લેવાની છે. બ્રીટીશ હીંદુસ્તાનમાં મુખ્ય પેઢીઓ હોય અને દેશીરાજ્યમાં શાખા હોય અને દેશીરાજ્યની શાખાની પેદાશ બ્રીટીશ હીંદુસ્તાનમાં મુખ્ય પેઢીમાં લાવવામાં આવી હોય તો તે કરને પાત્ર છે ( ડી. સ. ઠા. ૨૪૬૦ એસ. આર તા. ૧૨-૬-૯૬ )

૪. દેશીરાજ્યમાંથી મળતું પેનશન જે બ્રીટીશ હીંદુસ્તાનમાં મળે તો કરને પાત્ર છે પછી તે પરભાર્યું મળે કે બ્રીટીશ હીંદુસ્તાનમાં રહેતા કોઇ એજન્ટ મારફત મળતુ હોય (ડી. સ. ઠા. એફને ક. ૧૫૭૫ (૧) તા. ૧૧-૪-૧૯૦૦)

૫. પરદેશ જઈ રહેલા સખશો. હીંદુસ્તાનમાંના પોતાના

કુટુંબને પૈસા મોકલે તે કરને પાત્ર છે (સ. ઠા. એફ. ડી. ૨૩૬૪-તા. ૧૬-૫-૧૯૦૦)

૬. ઇનકમટેક્સ જેવા કાયદાનો શક પડે ત્યાં રૈયતની તરફેણમાં અર્થ કરવાનો છે તેમ છતાં બ્રીટીશ હીંદુસ્તાનમાં મળતી આવક એ શબ્દનો અર્થ કાયદા મુજબ કરવાનો છે એટલે દેશીરાજ્યમાં ધીરધારની રકમ, ત્યાંની શેરકડ હકની રકમ પરરાજ્યમાંની કંપનીનું વ્યાજ કરને પાત્ર છે પણ જ્યાં સુધી સદરહુ શખસના ખરેખરા કબજામાં કોઇ રકમ નહી આવે ત્યાં સુધી તે રકમ તેણે મેળવી એમ કહેવાય નહીં. પરીક્ષા એ કરવાની છે કે તે પેદાશ બ્રીટીશ હીંદુસ્તાનમાં આવી છે કે કેમ પછી તે ગમે તે રીતે આવી હોય. (સ. ઠા. એફ. ડી. ૫૧૨૫ તા. ૧૬-૧૨-૦૮)

૭. બ્રીટીશ હીંદુસ્તાન બહાર શેરના વેચાણનો નફો બ્રીટીશ હીંદસ્તાનની કોઇ બેંકમાં મોકલવામાં આવ્યો હોય અને ત્યાંથી કોઈ શખસને મળ્યો હોય તો તે કરને પાત્ર છે. (હી. સ. ઠા. ૩૧૫૫ તા. ૨૦-૬-૧૦)

('બ') બ્રીટીશ હીંદુસ્તાનમાં ઉત્પન થતી પેદાશ જો કે અહીં મળી નહી હોય.

૮. બ્રીટીશ હીંદુસ્તાનમાં ઉત્પન થયલી આવક જો કે તે હીંદુસ્તાનમાં મળતી નહી હોય તોપણ કરને પાત્ર છે. દાખલા તરીકે ઇંગ્લંડમાં કે બીજે ઠેકાણે બ્રીટીશ હીંદુસ્તાનમાં નોકરી કરતા માણસોના પગારની રકમ કમીશન વગેરે મળતાં હોય તો તે કરને પાત્ર છે કેમકે ઉત્પન્ન થતાં હોય એ શબ્દમાં સમાસ થાય છે. (સ. ઠા. આર. ડી. ૧૦૪૧૬ તા ૧૭-૧૧-૧૩ અને (હી. સ. ઠા. એફ ને ૬ ૬૧૦૮ તા. ૩-૧૨-૮૫)

તેજ પ્રમાણે વેપારનો થોડો ભાગ (દાખલા તરીકે ખરીદીનો) દેશીરાજ્યમાં થયો હોય અને થોડો ભાગ (ખરીદી તથા વેચાણનો) બ્રીટીશ હીંદુસ્તાનમાં હોય તો તે તમામ ધંધો કરને પાત્ર થાય છે. (હી સ. ઠા. એફ. ડી. ૧૫૧૦ ૬ તા. ૧૩-૧૦-૧૫)

### (ક) મુડી અને પેદાશનો તફાવત.

(૯) જમીનનું વેચાણ એ મુડીનો ફેરફાર છે તેથી તે કરને પાત્ર નથી. (સ. ઠા. ઓર્ડ ડી. ૩૬૦૪ તા. ૨૭-૧૧-૮૬)

(૧૦) જાગીરની મીલકત વેચાણ થવાથી તેને મળે તે મુડી છે. (સ. ઠા. ઓર્ડ ડી. ૨૬૫૫ તા. ૨૮-૯-૮૭)

(૧૧) વતનદાર કુલકરણીને નોકરીના હકની રકમ બદલામાં સામટી મળે તે પાત્ર નથી. (સ. ફુ. આર. ડી. ૪૯૦૭ તા. ૧૦-૫-૧૬)

### (ડ) બીજી બાબતો.

(૧૨) કલબ અને એવી સોસાયટી કરને પાત્ર છે. (હી. સ. ઠા. ઓર્ડ. ડી. ૭૯૧ ૪ તા. ૨૬-૩-૧૮)

(૧૩) નાચનારી અને વેશ્યાની આવક કરને પાત્ર છે. (સ. ઠા. ઓર્ડ ડી. ૧૫૩૨ તા. ૩૧-૫-૮૬)

(૧૪) ઘોડાની શરતની આવક કરને પાત્ર છે. (સ. ઠા. આર ડી. ૮૩૭૯ તા. ૬-૯-૧૨)

### (ઈ) રોકડ હક અને કરાર મુજબ દેશી રાજાઓ અને ઠાકોરો વગેરેને મળતા હકની પાત્રતા બાબત.

પોલીટીકલ અને બીજા રોકડ હકની બાબતમાં હીંદુસ્તાન સરકારની રૂલ નીચે મુજબ છે:—

(૧) પોલીટીકલ અથવા ધરમાદા ગમે તે જાતના પેનશનના રૂપનો હક કરમાંથી મુક્ત થઇ શકે નહીં એટલે કરને પાત્ર છે.

(૨) મીલકત હોવાના તથા હકો ભોગવવાના સંબંધનો બદલો સાધારણ રીતે કરને પાત્ર છે.

(૩) જો કરાર નહી થયા હોત તો અમુક રકમો દેશી રાજાઓને દેશી રાજ્યમાંજ લેવાનો હક હોત તે સંબંધી બદલાની રકમના હકો સાધારણ રીતે કરમાંથી બાતલ છે.

(૪) જો ઉપર લખેલી કાનુનોને લગતી કોઇ બાબતમાં શક ઉત્પન થાય તો તે બાબત હીંદુસ્તાન સરકારને લખવું. (હી. સ. ઠા. ઓર્ડ અનેક ૮૮૧ તા. ૩-૩-૮૭)

(૧૬) પેનશન અને રોકડ હકોની રકમ "બીજા સાધનોથી થતી આવક"ના સદરે પાત્ર થાય છે ( સ. ઠા. ૧૩૫૯ તા. ૧૪-૫-૮૬ એફ ડી. )

(૧૭) પણ નોકરી સંબંધીનો હક હોય તો પગારને સદરે પાત્ર થાય છે (સ. ઠા. ૩૦૦૪ તા. ૩૦-૯-૮૬ એફ. ડી)

(૧૮) જો રોકડ હકની રકમની કુટુંબના ભાગીદારોમાં વેહેંચણી થઇ ગઇ હોય તો દરેક ભાગીદારની રકમ ઉપર તેની બીજી પેદાશ સાથે કુલ આવક ઉપર કર આકારવામાં આવશે ( સ. ઠા. એફ. ડી ૧૮૪૬ તા. ૨૬-૬-૮૬ )

(૧૯) જો રોકડ હકની રકમના ઘણા નાના ભાગ પડી ગયા હોય અને ભાગીદારનો સાધારણ જીંદગીમાં ઘણો જીજ સંબંધ રહ્યો હોય તો તેવા હકની કુલ રકમ પર લીસ્ટમાં જેને નામે હક ચાલતો હોય તેના ઉપર કર આકારાશે અને બીજી પેદાશ ગણ્યાયા વગર દર ઠરાવવામાં આવશે. કરને પાત્ર શખસના હીસ્સે પડતા હકની રકમ તેની બીજી પેદાશ સાથે દર વરસે રૂ. ૨૦૦૦ ઉપર ઘણુંજ થોડા દાખલામાં હોય છે કે જેથી તેવી બાબતમાં તપાસ કરવાની જરૂર રહે અથવા કાનુન કરવી પડે. જો હકની રકમ દર ઠરાવી શકાય એટલી હોય તો તેના ઉપરનો કર કાપી લેવામાં આવશે, અને આખી હકની રકમ લેનાર, ભાગીદારોમાં (જેમ લોનના વ્યાજમાં કરવામાં આવે છે તેમ) ફાળવી શકશે ( સ. ઠ. એફ. ડી. ૩૦૦૪ તા. ૩૦-૯-૮૬ )

(૨૦) જ્યારે રોકડ હકની રકમ એક શખસ પોતાને જોખમે પોતાના નામ પર રાખે ત્યારે તો પેટા ભાગીદાર હોય તો પણ તે રકમ કરને પાત્ર થાય છે પણ જ્યારે એવા હકની રકમ ઉપર બીજા ભાગીદારો સ્વતંત્ર હક રાખે છે તો તેમાના એકને, રકમ કરને પાત્ર નહી હોય છતાં, કરને પાત્ર ઠરાવવો વ્યાજબી નથી. જો ભાગીદારો એવા નહી હોય કે જેના ભાગમાંથી મુખ્ય ભાગીદાર મળતી રકમનો કંઇ ભાગ પાછો મેળવી શકે તો એવા પેટા ભાગની રકમોને ટેકસ ઠરાવવાની બાબતમાં જુદી જુદી ગણવી જોઇએ પણ જો આખો રોકડ હક એકજ માણસને નામે હોય અને બીજાના

નામો વહેંચણી કરી લેવાની સવડ પડે તે સારૂ રાજી ખુશીથી પેટાભાગીદાર તરીકે દાખલ કરાવ્યા હોય તો તે આખા હકની રકમને એકજ રકમ ગણવાની છે. પણ જો ભાગીદારના સ્વતંત્ર હકો હોય કે જેથી એક બીજા પાસેથી માગવાનો હક કરી શકે તો તેવી બાબતમાં એકજ રકમ ગણવી વ્યાજબી ગણાય નહીં. (સ. ઠા. એફ. ડી. ન ૨૧૪૩ તા. ૨૬-૬-૯૫)

## ( એફ ) ધરમાદા અગર ધર્મસંબંધી બાબત.

(૨૧) કોઇ મીલકત બાબત તે ફક્ત ધરમાદા કામ માટે છે કે કેમ તે બાબત દીવાની કોર્ટમાં તકરાર ચાલતી હોય તો તે કારણથી કરમાંથી બાતલ થઇ શકતી નથી. ( સ. હુ. આર. ડી. ૬૭૬૩ તા. ૨૨-૬-૧૮ )

(૨૨) મીશનરી અને રોમન કેથોલીક ધર્મગુરૂની અને ધાર્મીક ભીક્ષુકોની જાતની પેદાશ કરને પાત્ર છે.

( ૨૩ ) પણ રોમન કેથોલીક ગુરૂ જેનો ફક્ત ખર્ચ જે સોસાયટીના તે હોય તે આપે તે પાત્ર નથી; પગાર પાત્ર છે. ( સ. ઠા. એફ. ડી. ૧૫૩૨ તા. ૩૧-૫-૮૬ તથા ૧૮૪૬ તા. ૨૬-૬-૮૬, ૪૯૪ તા. ૧૭-૨-૮૮ અને હી. સ. ઠા. એફ ને ક ૩૮૫ તા. ૨૭-૧-૮૮ )

(૨૪) ધર્મગુરૂઓને પોતાને ભેટ થયલી અથવા તેને માટે થયલા ઉઘરાણાની રકમ કરને પાત્ર છે. જો કે કોઇ મંદીર અગર મુર્તીને ભેટ થઇ હોય તો તે પાત્ર નથી. ગુરૂને ભેટ થયલી રકમ તેના પોતાના ગુરૂ તરીકેના નીભાવ માટે છે એમ ગણી કરને પાત્ર થાય છે; ફક્ત શૃંગેરી મઠના જગતગુરૂ ( માઇસોરના )ને પોલીટીકલ કારણે મુક્તિ આપવામાં આવી છે (હી. સ. ઠા. એફ ને ક ૨૦૬૪ એસ. આર. તા. ૨-૫-૯૫)

## ( જી ) બીજા ઠરાવો.

(૨૫) એકઝી કયુટર અગર ટ્રસ્ટીને મેહેનતાણા બદલ વીલ કરનાર આણુસને ઠરાવેલી રકમ વારસા તરીકે મળી હોય તો કરને પાત્ર નથી (સ. ઠા. એફ. ડી ૨૧૧૬ તા. ૨૦-૫-૯૨ )

(૨૬) રેલવે સ્ટેશન માસ્તરોને સ્ટેશન ઉપર સામાન ઉતારવા ચઢાવવા સારૂ મજુરોને આપવાને મળતી રકમ

બાબત રેલવે કંપનીના ખાસ ઓફીસરથી હીંદુસ્તાન સરકાર ઠરાવે છે કે આવી રકમ કરને પાત્ર નથી ( હી. સ. ઠા. એફ. ડી. ૧૨૫૪ એફ તા. ૧૪-૫-૧૬ )

(૨૭) વારસામાં મળેલી રકમો અને બક્ષીસની રકમ કરને પાત્ર નથી ( સ. ઠા. એફ. ડી. ૧૬૭૨ તા. ૧૭-૫-૫૦ ) વારસાની રકમ સને ૧૯૧૮ કાયદામાં કલમ ૩ (૨) (૭) માં મુક્તિમાં દાખલ હતી તે આ કાયદામાં કાઢી નાખી છે તેથી કેટલોક વસવસો ઉત્પન્ન થયો છે તે ઉપરથી કમીટીએ ખુલાસો કર્યો છે કે સામટી આપેલી વારસાની રકમનો નવા કાયદાના ૪ (૩) (૭)મા સમાવેશ થઇ જાય છે અને તેથી બાતલ છે જો કે વાર્ષીક મળતી એવી રકમ કરને પાત્ર છે. ટ્રસ્ટના સંબંધમાં કમીટીના ધ્યાન પર લાવવામાં આવેલું અને વીચાર ચલાવવામાં આવેલો કે નવા કાયદામાં સઘળા ટ્રસ્ટની બાબતમાં ટ્રસ્ટી અને વારસદારોએ મેળવેલી રકમ એવી રીતે બે વખત એકજ રકમ ઉપર કર લેવાશે કે કેમ પણ કમીટીની ખાત્રી થાય છે કે કલમ ૪૦ અને ૪૧ એવા કેસમાં પુરતી છે એટલે કેટલાક વારસદારના સંબંધમાં વારસદારને બદલે ટ્રસ્ટી કરને પાત્ર ઠરાવ્યા છે અને તેવીજ બાબતમાં ટ્રસ્ટીને આ કર વારસદાર તરફથી ભરવાનો છે. ( સી. કા. રી. )

(૨૮) લગ્નનું પલ્લુ પહેરામણી અને કન્યાવિક્રય કરને પાત્ર નથી કેમકે તે બક્ષીસની રકમ છે અને મુડી છે પણ પેદાશની રકમ નથી (હી. સ. ઠા. એફ ને ક ૨૩૩૫ તા ૬-૬-૫૧ અને સ. ઠા. એફ. ડી. ૨૯૨૫ તા. ૨૧-૮-૫૧ )

(૨૯) નીશાળના ઇનામો કરને પાત્ર નથી (હી. સ. ઠા. એફ ને ક ૫૬૨ તા. ૧૦-૨-૫૧)

(૩૦) લાઇબ્રેરી અને એવીજ સંસ્થાઓની પેદાશ કરને પાત્ર નથી ( સ. ઠ. એફ. ડી. ૩૧૩૮ તા. ૧૦-૫-૫૧ )

(૩૧) પગાર ઉપરાંત "બોનસ" તરીકે મળેલી રકમ કરને પાત્ર છે ( હી. સ. ઠા. એફ ને ક ૧૭૨૨ તા. ૮-૭-૮૬ )

(૩૨) (૧) યુનાઇટેડ કીંગડમ (ઇંગ્લંડ, સ્કોટલેન્ડ અને આયરલેન્ડ ) માં સરકારી નોકરોએ મેળવેલો પગાર તથા રજાનું

એલાવન્સ અને પેનશનને ખાસ મહેરબાની દાખલ મુક્તિ આપવામાં આવી છે. (હી. સ. ઠ. એફ ને ૪ ૨૧૦૧ તા. ૨૮-૪-૮૭)

(૨) કોઇ સંસ્થાનની ત્રીઝોરીમાંથી મળતી એવી રકમને એ ઠરાવ લાગુ પાડયો છે. (હી. સ. ઠ. એફ ને ૪ ૫૦૯ તા. ૧૧-૨-૦૪)

(૩) રેલવે નોકરોને એ ઠરાવ લાગુ પાડયો છે. (હી. સ. ઠ. એફ ને ૪ ૬૦૨૮ તા. ૬-૧૨-૦૧)

(૪) ગ્યાંરટીડ રેલવે નોકરોને ઇંગ્લંડમાંથી મળતા પગાર વગેરેની બાબતમાં એ ઠરાવ લાગુ પાડયો છે. (સ. ઠા. એફ. ડી. ૧૭૧૪ તા. ૭-૭-૮૭)

(૫) ખાનગી નોકરોને જો કરારની રૂએ અથવા સામાન્ય નિયમ તરીકે ઇંગ્લંડમાં રજાનો પગાર મળતો હોય તો તેને મહેરબાની દાખલ એજ પ્રમાણે મુક્તિ આપી છે. (હી. સ. ઠા. એફ ડી. ૪૫૯૪ તા. ૧૪-૧૦-૦૯)

(૬) મુંબઇ મ્યુનીસીપાલીટીના નોકરોને ઇંગ્લંડમાં મળતું પેનશન કરને પાત્ર નથી પણ પગારની બાબત મુક્તિ નથી. (સ. ઠા. એફ. ડી. ૩૮૬૭ તા. ૨૩-૧૧-૯૪)

(૩૩) લાયક સરકારી નોકરના નીરાધાર કુટુંબને આપવામાં આવેલી ગ્રેચ્યુઇટી ઉપર કર લેવો નહીં. (હી. સ. ઠા. ૬૬૯૯ તા. ૧૪-૩-૦૬)

(૩૪) મીલીટરી પેનશન કરને પાત્ર છે. (સ. ઠા. એફ. ડી. ૭૨૦ તા. ૧૩-૩-૮૬)

---

## બાબ ૨ જો.

### આવક ઉપરના કરના અધિકારીઓ.

આવક ઉપરના કરના અધિકારીઓ.

૫. (૧) આ આકટનાં કારણો સારૂ, આવક ઉપરના કર માટે હેઠળના વર્ગના અધિકારીઓ રહેશે, એટલે કે:—

(અ) બોર્ડ ઓફ ઈન્લેંડ રેવેન્યુ,

(બ) ઇન્કમટેક્સ કમિશનરો,

( ક ) ઈન્કમટેક્સ આસિસ્ટન્ટ કમિશનરો,
( ડ ) ઈન્કમટેક્સ ઓફિસરો.

(૨) બોર્ડ ઓફ ઇન્લેંડ રેવેન્યુ, ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલે નિમેલા એક અથવા વધારે શખશની બનશે એમ સમજવું.

(૩) દરેક પ્રાન્ત માટે એક ઇન્કમટેક્સ કમિશનર રહેશે, અને તેની નિમણુંક, તે અર્થે, સ્થાનિક સરકાર જે કાંઇપણ ભલામણ કરે તેનો વિચાર કર્યા પછી, ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલ તરફથી કરવામાં આવશે.

(૪) ઇન્કમટેક્સ આસિસ્ટન્ટ કમિશનર્સ તથા ઇન્કમટેક્સ ઓફિસરોની નિમણુંક, ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલના નિબંધને પાત્ર, ઈન્કમટેક્સ કમિશનરે લેખીત હુકમથી કરવી. તેમણે ઇન્કમટેક્સ કમિશનર ફરમાવે તેવા વર્ગના શખસોની તથા તેવા વર્ગની આવકની તથા તેવા પ્રદેશની બાબતમાં, પોતાની ફરજો અદા કરવી. કમિશનર, સામાન્ય અથવા વિશેષ લેખી હુકમ કાઢીને, એવું ફરમાવવાને મુખત્યાર છે કે કોઇ નિર્દિષ્ટ કરેલી બાબતમાં અથવા નિર્દિષ્ટ કરેલી બાબતોના વર્ગમાં, આ આકટથી અથવા તેની રૂએ, ઈન્કમટેક્સ ઓફિસર તથા આસિસ્ટન્ટ કમિશનરને મળેલા અધિકાર, અનુક્રમે, આસિસ્ટન્ટ કમિશનરે તથા કમિશનરે ચલાવવા અને એવો હુકમ લાગુ પડતો હોય તેવી કોઇ બાબતના કારણ સારૂ, આ આકટ અથવા તેની રૂએ કરેલી કોઇ કાનુનો મુજબના ઇન્કમટેક્સ ઓફિસર અથવા આસિસ્ટન્ટ કમિશનરને લગતા ઉલ્લેખ, અનુક્રમે, આસિસ્ટન્ટ કમિશનરને તથા કમિશનરને લગતા ઉલ્લેખ સમજવા.

(૫) બોર્ડ ઓફ ઇન્લેંડ રેવેન્યુ, ઇંડિયા ગેઝેટમાં જાહેર નામું પ્રસિદ્ધ કરીને, સદરહુ જાહેરનામામાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવા વર્ગના લોકોના સંબંધમાં અથવા તેવા વર્ગની આવકના સંબંધમાં તથા નિર્દિષ્ટ કરવામાં આવે તેવા પ્રદેશ

માટે, એવી ફરજો બજાવવા ઈન્કમટેક્સ કમિશનરો, ઈન્કમટેક્સ આસિસ્ટન્ટ કમિશનરો તથા ઇન્કમટેક્સ ઓફિસરો નિમવાને મુખત્યાર છે, અને તે ઉપરથી પેટા-કલમો (૩) તથા (૪) ની રૂયે નિમાયલા અધિકારીઓએ નિર્દિષ્ટ કરેલા પ્રદેશમાં, નિર્દિષ્ટ કરેલા વર્ગના લોકોના સંબંધમાં અથવા નિર્દિષ્ટ કરેલા વર્ગની આવકના સંબંધમાં એવી નિર્દિષ્ટ કરેલી ફરજો બજાવવાનું બંધ થશે

(૬) પેટા-કલમ (૪) ની રૂયે નિમાયલા ઇન્કમટેકસ આસિસ્ટન્ટ કમિશનરો તથા ઇન્કમકટેકસ ઓફિસરો આ આક્ટનાં કારણો સારૂ, જે પ્રાન્તમાં તેઓ પોતાની ફરજ બજાવતા હોય તે પ્રાંત માટે, પેટા કલમ (૩) ની રૂયે નિમાયલા ઇન્કમટેકસ કમિશનરના તાબામાં રહેશે.

જુઓ હે. કા. નિ. પાનું ૭.

---

## બાબ ૩ જો.

### કર આકારવા જોગ આવક.

૬. આ આક્ટમાં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાય, હેઠળ જણાવેલા વર્ગની આવક, નફો તથા કમાઇ પર, આમાં હવે પછી જણાવ્યા પ્રમાણે, આવક ઉપરનો કર આકારવામાં આવશે. એટલે કેઃ—

આવક ઉપરનો કર આકારવા જોગ આવકના વર્ગો.

(૧) પગાર.
(૨) સિક્યુરિટીઓનું વ્યાજ.
(૩) મિલકત.
(૪) ધંધો રોજગાર.
(૫) (વકીલ, દાક્તર વગેરે) ધંધાની આવક.
(૬) બીજાં સાધનો.

(૪) ધંધો રોજગાર. જેને આપણે સામાન્ય રીતે વેપાર કહીએ છીએ તે આ ચોથા વિભાગમાં આવી જાય.

૭. (૧) સરકાર, સ્થાનિક અધિકારી, કમ્પની અથવા બીજી કોઇપણ સાર્વજનિક સમાજ અથવા મંડળી પાસેથી અથવા તેની તરફથી, અથવા કોઇ પણ ખાનગી કામે રાખનાર પાસેથી અથવા તેની તરફથી, કરને પાત્ર હોય તે શખસને જે કાંઇપણ પગાર અથવા રોજ, કાંઈપણ એન્યુઇટી, પેન્શન અથવા ગ્રેચ્યુઇટી તથા તેને કાંઇપણ પગાર અથવા રોજ મળતો હોય તેના બદલામાં અથવા તે ઉપરાંત તેને કાંઈપણ ફી, કમિશન, હકસાઈ અથવા નફો મળ્યો હોય તો, તેના સંબંધમાં, "પગાર"ના સદર હેઠળ તેણે કર આપવો જોઇશે:

પગાર.

પણ એવું ઠરાવ્યું છે કે કોઇપણ માણસને ડિફર્ડ એન્યુઇટી મેળવી આપવા સારૂ અથવા તેની સ્ત્રી અથવા તેનાં છોકરાં માટે (ભરણ પોષણની) વ્યવસ્થા સારૂ, તેના પગારમાંથી સરકાર તરફથી મળેલી સત્તાની રૂયે કાપી લીધેલી કોઇપણ રકમના સંબંધમાં કર આપવો પડશે નહીં; માત્ર એટલુંજ કે એવી રીતે કાપી લીધેલી રકમ તે પગારના છઠ્ઠા ભાગથી વધારે હોવી જોઇએ નહીં.

(૨) જે કોઇપણ આવક બ્રિટિશ હિંદુસ્તાનમાં આપવામાં આવે તો આ સદર હેઠળ કર આકારવાને પાત્ર થાય તેવી કોઈ પણ આવક, સરકાર અથવા ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલે સ્થાપેલા કોઈપણ સ્થાનિક અધિકારી હિંદુસ્તાનના કોઇ પણ ભાગમાં, કોઇ બ્રિટિશ રૈયતને અથવા મલિક મુઆઝમના કોઈ પણ નોકરને આપે તો, તે એવી રીતે કર આકારવાને પાત્ર છે એમ સમજવું.

સને ૧૯૧૮ના કાયદામાં એવું હતું કે "ખાનગી કામે રાખનારે" જો સરકારનીવતી, પોતાને ત્યાં કામ કરનારાઓ પાસેથી, ઇનકમટેક્ષ કાપી લેવાનો કરાર, જો ઇનકમટેક્ષ કલેક્ટર સાથે ચોક્કસ શરતો મુજબ કર્યો હોય તોજ તેને પોતાને ત્યાં કામ કરનાર માણસોના પગારમાંથી ઇનકમટેક્ષ કાપી લઇ

સરકારને તે ભરવાની ફરજ હતી. પણ આ નવા કાયદામાં નોકરના પગારમાંથી કર કાપી લેવાની ફરજ દરેક " ખાનગી કામે રાખનાર " પર નાંખી છે. એટલે દાખલા તરીકે વેપારીએ પોતાના મુનીમનો સ્કુલના માલીકે પોતાની શાળાના માસ્તરનો નાટક કંપનીના માલીકે પોતાના એકટર અથવા કોઇ બીજા નોકરનો પગાર જો માસીક રૂા. ૧૬૬-૧૦-૮ કરતાં વધારે હોય તો તેમાંથી કર તે વર્ષે લાગુ પડતા દર પ્રમાણે કાપી લઇ તે ભરવાની ફરજ છે. આ કલમ સાથે કલમ ૧૮મી વાંચો.

કલમ ૭ (૧)નો બીજો પેરેગ્રાફ સરકારની મંજુરીની રૂએ જે કાંઇ આવી કપાત પગારમાંથી થતી હોય તેનેજ લાગુ પડે છે. પ્રોવીડન્ટ ફન્ડ વગેરેની આવી કપાતનાં લક્ષણ કલમ ૪ (૩) (૪) માં તથા તેના ઉપરની સમજુતીમાં આપેલાં છે.

ભાષાને લગતું ઇનામ તથા પરીક્ષા લેવાની ફીની રકમનો સમાસ પગારના સદરે થતો નથી, પણ કલમ ૧૨માં બતાવેલી બીજી પેદાશમાં થાય છે.

બ્રીટીશ હિન્દુસ્તાનની નોકરીને અંગે, બ્રીટીશ હિન્દુસ્તાનની બહાર મળેલા પગારનો કર આ સદરે લેવાય છે.

સિકયુરિટીઓનું વ્યાજ. ૮. હિંદુસ્તાન સરકારની અથવા સ્થાનિક સરકારની કોઇપણ સિકયુરિટીપર અથવા સ્થાનિક અધિકારી અથવા કમ્પનીએ કાઢેલા અથવા તેની તરફથી કાઢવામાં આવેલા ડિબેન્ચર અથવા નાણાં માટેની બીજી સિકયુરિટીઓપર મળવાનાં વ્યાજની બાબતમાં, " સિકયુરીટીઓનું વ્યાજ " ના સદર હેઠળ કરને પાત્ર હોય તે શખસે કર આપવો પડશે;

પણ એવું ઠરાવ્યું છે કે જે કોઇપણ સિકયુરીટી આવક ઉપરના કરથી મુકત કાઢવામાં આવી હોય અથવા જેના સંબંધમાં તેમ જાહેર કરવામાં આવ્યું હોય એવી હિંદુસ્તાન સરકારની કોઇપણ સિકયુરિટીપર મળનાના વ્યાજ ઉપર આવક ઉપરનો કર આપવો પડશે નહીં.

વધુ એવું ઠરાવ્યું છે કે આવક ઉપરના કરથી મુક્ત કાઢેલી સ્થાનિક સરકારની કોઇપણ સિક્યુરિટીપર મળવાના વ્યાજ ઉપરનો આવક ઉપરનો કર સદરહુ સ્થાનિક સરકારે આપવો જોઇશે.

સરકારી લોન, પોર્ટ ટ્રસ્ટ અથવા મ્યુનીસીપાલીટીના બોન્ડ અને જોઇન્ટ સ્ટોક કંપનીના ડીબેંચરનું વ્યાજ આ સદરમાં આવી જાય.

પોસ્ટ ઓફીસ સેવીંગ બેંક શીવાયની એટલે બીજી બેંકોની સેવીંગ્સ બેંકના ડીપોઝીટના વ્યાજની પેદાશ આ મથાળામાં દાખલ કરવાની નથી પણ 'બીજા સાધનો' આ મથાળા હેઠળ દાખલ કરવાની છે.

શેરને સીકયુરીટી ખરીદ કરવા સારૂ બેંકમાંથી ઉધાર નાણું લીધું હોય અને તેને લીધે બેંકને વ્યાજ આપવું પડતું હોય તો એવી મતલબનું બેંકનું સરટીફીકેટ મેળવવાથી અથવા બીજી કોઇ રીતે તેવું ચોક્કસ પુરવાર કરવાથી બેંકને જે વ્યાજ આપ્યું હોય તે વ્યાજ, સીકયુરીટીના વ્યાજની સામા મજરે લઈ શકાય. ( હિ. સ. ફી ડી. નં. ૭૯૧ એફ તા.-૨૬-૩ ૧૯૧૮ તથા સી કા. રી. )

સરકારી લોન ખરીદવા સારૂ બેંકરને આપેલું વ્યાજ મજરે આપવાનું છે. ( હિ. સ. ફી. ડી. નં ૭૦૫ એફ તા-૨૯-૩-૧૭ ).

યુરોપીઅન અને પારસી પરણેલી સ્ત્રીઓના પોતાના નામ પર જો જામીનગીરીઓ હોય અને તેની તે એલાએદી મીલકત હોય તો વ્યક્તિ તરીકે તેની એલાયેદી કુલ આવકનો નિર્ણય કરી જો આવી જામીનગીરીના વ્યાજમાંથી કાંઇ કરની કપાત થઇ હોય તો યોગ્ય ઘટાડો થઇ શકે. ( સ. ઠ. ફી ડી. નં ૧૮૧૪ તા. ૨૪-૬-૧૮૮૯ અને નં ૫૯૨ તા. ૨૭-૨-૮૮ )

હિન્દુ પરણેલી સ્ત્રીઓના પલ્લાંને સ્ત્રીધનની આવક બાબતમાં પણ એમજ થઇ શકે.

વધારે સમજુતી માટે કલમ ૪ (૨) પરની સમજુતી જુઓ.

મિલકત.

૯. (૧) પોતાના ધંધા રોજગારના કામ માટે પોતે ભોગવટો કરતો હોય એવા પોતાની માલિકીની ઇમારતો તથા તેને લગતી જમીનના ભાગો શિવાયની કોઇપણ ઇમારત અથવા તેને લગતી જમીનની બનેલી મિલકત કે જેનો તે માલિક હોય, તેની વાસ્તવિક વાર્ષિક કિમ્મતની બાબતમાં, હેઠળની છુટને પાત્ર, કરને પાત્ર હોય તે શખસે "મિલકત" ના સદર હેઠળ કર આપવો પડશે, એટલે કેઃ—

(૧) જ્યારે મિલકત માલિકના ભોગવટામાં હોય, અથવા જ્યારે તે ભાડુતને ભાડે આપવામાં આવી હોય અને જ્યારે માલિકે મરામતનો ખર્ચ કરવાનું માથે લીધું હોય ત્યારે, એવી કિમ્મતનો છઠો ભાગ;

(૨) જ્યારે મિલકત ભાડુતના ભોગવટામાં હોય અને ભાડુતે મરામતનો ખર્ચ કરવાનું માથે લીધું હોય, ત્યારે એવી કિંમત અને ભાડુત આપતો હોય તે ભાડું, એ બે વચ્ચેનો, એવી કિંમતના વત્તામાં વત્તા છઠ્ઠા ભાગ સુધીનો તફાવત;

(૩) મિલકતના નુકસાન અથવા નાશના જોખમ બદલ વિમો ઉતરાવવા માટે આપવામાં આવેલી કોઈ પણ વાર્ષિક પ્રિમિયમની રકમ;

(૪) જ્યારે મિલકત, ગીરો અથવા ચાર્જને પાત્ર હોય અથવા જમીનના ભાડાને પાત્ર હોય ત્યારે, એવા ગીરો અથવા ચાર્જ ઉપરની કોઇપણ વ્યાજની રકમ અથવા એવા કોઇપણ જમીનના ભાડાની રકમ;

(૫) મિલકતના સંબંધમાં જમીન મહેસુલ તરીકે આપવામાં આવેલી કોઇપણ રકમ;

(૬) (ભાડુ) ઉઘરાવવાના ખર્ચની બાબતમાં, ઠરાવેલી વધારેમાં વધારે રકમથી વધુ નહીં હોય તેટલી રકમ;

(૭) ખાલી જગાના સંબંધમાં, તે બાબતના સંજોગો પર ધ્યાન આપીને ઇન્કમટેક્સ ઓફિસર ઠરાવે તે રકમ;

પણુ એવું ઠરાવ્યું છે કે આ પેટા-કલમની રૂયે મુકવાની કુલ છુટ, કોઇપણ પ્રસંગે, વાર્ષિક કિંમત કરતાં વધારે હોવી જોઇએ નહીં.

આ કલમનાં કારણુ માટે, "વાર્ષિક કિંમત" એ સંજ્ઞાનો અર્થ, વર્ષે વર્ષે જે રકમથી વ્યાજબી રીતે સદરહુ મિલકત ભાડે આપી શકાય તે રકમ, એવો થાય છે.

પણુ એવું ઠરાવ્યું છે કે, મિલકત પોતાને રેહેવાના કારણુ માટે માલિકના ભોગવટામાં હોય તે પ્રસંગે, એવી રકમ, આ કલમનાં કારણો સારૂ, માલિકની કુલ આવકના દસ ટકા કરતાં વધારે હોવી જોઇએ નહિ એમ સમજવું.

(૧) આ કલમમાં જમીનનો અર્થ મકાનને લગતીજ જમીન જેવાકે ડકકો, મીલ યાર્ડ વગેરે જમીન છે. ઇમારતી વગેરે સામાન ભરી રાખવા શેહેરમાં ખુલ્લા ભાગમાં જમીન ભાડે આપી હોય તેની પેદાશ કલમ ૧૨ પ્રમાણે આકારાશે (સી. કા. રી.)

(૨) "વાર્ષિક કીમત" નો અર્થ આ કલમમાંજ આપ્યો છે એટલે તે પ્રમાણે જે ભાડુ ખરેખર આવતું હોય તે નહીં પણુ જે રકમથી વ્યાજબી રીતે સદરહુ મીલકત દરવર્ષે ભાડે આપી શકાય તે રકમ એવો થાય છે તે પર લક્ષ ખેંચવામાં આવે છે. (હીં. સ. ઠા. ૭૯૧ એફ. તા. ૨૬-૩-૧૮). લાંબી મુદતના પટા તથા વાર્ષીક ખાસ પટાથી ખાસ ભાડાથી આપી હોય તે ભાડું ગણુવાનું નથી. (જુઓ ૧૯૧૮ ના એક્ટ વખતે થયેલું કાઉન્સીલનું પ્રોસીડીંગના પેરેગ્રાફ ૩૩)

(૩) વિશેપ ઠરાવમાં પેટા કલમોની રૂયે મુકવાની છુટ, વાર્ષિક કીમત કરતાં વધારે હોવી જોઇએ નહીં. કલમ ૨૪ની પેટા કલમ ૧ માં એક સદરે થયલું નુકસાન બીજા સદરે થયલા નફામાંથી મજરે લેવાનું ઠરાવ્યું છે તેથી વાર્ષિક કીમતની

રકમ કરતાં વધારે છુટ મુકાઇ ન જાય તે સારૂ આ ઠરાવ દાખલ કર્યો છે. ( સી. કા. રી. )

(૪) વિશેષ ઠગાવ રમાં વાર્ષિક કીમત માલિકની કુલ આવકના દશ ટકા કરતા વધારે હોવી જોઇએ નહિ. તેમા કુલ આવકનો અર્થ આ કાયદા મુજબ કરને લાયકજ પેદાશ ગણુવાની છે પણુ કર આકારી નહી શકાય એવી આવકનો કુલ આવકમાં સમાસ થતો નથી. (સી. કા. રી. ) અને તે મિલકત પોતાને રેહેવાના કારણુ માટે ભોગવટામાં હોય તે પ્રસંગેજ આ વિશેષ ઠગાવ લાગુ પડશે. ભોગવટાનો અર્થ સને ૧૯૧૮ નો કાયદો કાયદો કરતી વખતે હેતુ અને કારણુના નિરુપણુમાં સ્પષ્ટ કરવામાં આવ્યો છે.

(૫) મ્યુનીસીપાલીટીના અથવા બીજા સ્થાનિક કરની રકમની છુટ મળશે નહિ કારણુકે એ ખર્ચ અંગત ખર્ચ છે; ( સી. કા. રી. ) પણુ પોતાના મકાનનો જે ભાગ ધંધા સારૂ વાપરવામાં આવતો હોય તેના સંબંધમાં એ રકમની છુટ મળશે (જુઓ કલમ ૧૦ (૮) )

(૬) પેટા કલમ ૬ તથા ૭ માં બતાવેલી છુટની વધારેમાં વધારે હદ આ કલમમાં સ્પષ્ટ દાખલ કરી નથી; પણુ પેટા કલમ ૬ માં બતાવેલી છુટની હદ કાનુન ૭ માં બતાવી છે અને પેટા કલમ ૭ માં બતાવેલી છુટની રકમ દરેક બાબતના સંજોગો પર ધ્યાન આપીને ઇનકમટેક્સ ઓફીસર ઠરાવશે ( સી. કા. રી. )

(૭) પેટા કલમ ૩માં વાર્ષિક પ્રિમિયમની રકમની છુટ આ પેટા કલમથી અથવા કલમ ૧૦ની પેટાકલમ (૨)ની પેટા કલમ (૪) પ્રમાણે એ બેમાંથી ગમે તે એક રીતેજ અપાશે. બન્ને રીતે અપાશે નહી. જો બન્ને રીતે છુટ આપવામાં આવે તો એકજ વખત ખરચાયલી રકમની બે વખત છુટ મળે તેવો ઇરાદો કાયદો ઘડનારનો નથી. ( હી. સ. ઠા. એફ. ડી ૯૪૨ એફ તા. ૮-૪-૧૯ ) ભાડાના નુકસાનના વીમા માટે જુઓ પાનું ૨૪ (સી. ક. રી.)

(૮) મીલકતમાં વધારો કરવામાં થયલાં ખર્ચ બાદ આપી શકાતો નથી કેમકે એ ખર્ચ મુડીમાંથી થાય છે (સ. ઠા. એફ. ડી. ૩૯૦૮ તા. ૧૦-૧૧-૯૧ )

(૯) એક ઘરના બે અથવા વધારે ભાગીદારો હોય અને તેના ભાડાની આવક વેહેંચી લેતા હોય તો તેને પેઢી તરીકે ગણી કુલ ભાડાની રકમ ઉપર કર આકારી શકાય નહીં પણ જો તે ભાગીદારો એકત્ર હીંદુ કુટુંબના હોય તો તેવી બાબતમાં એકજ વ્યક્તિ તરીકે તેની કુલ ભાડાની રકમ ઉપર કર આકારી શકાશે ( એડવોકેટ જનરલનો મત નં. ૪ તા. ૨૪–૨–૧૩ )

(૧૦) એક મકાનો ધરાવનાર સખસ વર્ષના થોડા ભાગમાં ( દાખલા તરીકે નવ માસ) એક મકાનમાં રેહેતો અને બાકીના ભાગમાં બીજા મકાનમાં રેહેનો હોય તો તેવા કારણથી તેને કાંઈ છુટ મળી શકે નહીં. (સ. ઠા. એફ. ડી. ૧૦૩૬ તા. ૨૧–૪–૮૭)

(૧૧) કલબના મેમ્બરોના ભોગવટાના કલબના ઘરો મુકત નથી. ( સ. ઠા. એફ. ડી. ૨૮૭૮ તા. ૨૪–૧૦–૮૭ )

(૧૨) જે મકાન અથવા જમીન સામાન્ય રીતે ભાડે અપાતી હોય તેની બાબતમાંજ પેટા કલમ (૭) માં બતાવેલી છુટ મળી શકે.

(૧૩) પેટા કલમ (૧) ને (૨) માં જણાવેલી છુટ વગર સાબીતીએ આપવાની છે. પેટા કલમ (૩) થી (૭) ની છુટ માટે યોગ્ય પુરાવા આપવા જોઇએ.

ધંધો રોજગાર.

૧૦. (૧) કરને પાત્ર હોય તે શખસ જે કોઇપણ ધંધો રોજગાર ચલાવતો હોય તે ધંધા રોજગારના નફા અથવા કમાઈની બાબતમાં, તેણે "ધંધો રોજગાર"ના સદર હેઠળ કર આપવો પડશે.

(૨) એવો નફો અથવા કમાઈ, હેઠળ જણાવેલી છુટ મુકયા પછી, ગણવામાં આવશે, એટલે કેઃ—

(૧) જે મકાનમાં એવો ધંધો રોજગાર ચલાવવામાં આવતો હોય તે મકાન સારૂ આપેલું કાંઇપણ ભાડું; પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે તે મકાનનો ઘણો મોટો ભાગ કરને પાત્ર હોય તે શખસ રહેવાના ઘર તરીકે વાપરતો હોય ત્યારે, એવી રીતે વાપરવામાં આવતા ભાગનું પ્રમાણ

ધ્યાનમાં લઈને, ઇન્કમટૅક્સ ઑફિસર ઠરાવે તે રકમ આ કલમ અન્વયેની છુટની રકમ, ગણાશે;

(૨) મરામતની બાબતમાં, જ્યારે કરને પાત્ર હોય તે શખસ તે મકાનનો ફક્ત ભાડુત હોય, અને આવી મરામરતનો ખર્ચ આપવાનું માથે લીધું હોય ત્યારે, તે માટે આપેલી રકમ; પણ એવું ઠરાવ્યું છે કે જો તે મકાનનો ઘણો મોટો ભાગ કરને પાત્ર હોય તે શખસ રહેવાના ઘર તરીકે વાપરતો હોય તો, એવી રકમના પ્રમાણુસર ભાગનીજ છુટ આપવામાં આવશે;

(૩) ધંધા રોજગારાર્થે ઉછીની લીધેલી મુડીની બાબતમાં, જ્યારે તેનું વ્યાજ આપવાનું નફો મળે તે ઉપર કોઈ પણ રીતે આધાર રાખતું ન હોય ત્યારે, આપેલી વ્યાજની રકમ;

ખુલાસો:—ઠરાવવામાં આવે તેવી મ્યુચ્યુઅલ બેનિફિટ સોસાયટીઓમાં શેર ધારણ કરનારાઓએ અથવા નાણાં ભરનારાઓએ મુદતે મુદતે આપવાનાં ભરણાં, આ કલમના અર્થ મુજબ, ઉછીની લીધેલી મુડી ગણવામાં આવશે.

(૪) ધંધો રોજગારાર્થે વાપરવામા આવતી ઇમારતો, સાંચાકામ, પ્લાંટ, સામાનસુમન, સ્ટોક અથવા ભરી રાખેલા માલને નુકસાન અથવા નાશના જોખમ બદલના વિમાની બાબતમાં, આપેલી કોઇપણ પ્રિમિયમની રકમ;

(૫) એવી ઈમારતો, સાંચાકામ, પ્લાંટ અથવા સામનસુમનની ચાલુ મરામતની બાબતમાં, તે માટે આપેલી રકમ;

(૬) એવી ઇમારત, સાંચાકામ, પ્લાંટ અથવા સામનસુમન જે કરને પાત્ર હોય તે શખસની માલકીનાં હોય તેની કિંમતમાંના ઘટાડાના સંબંધમાં, કોઇપણ બાબતમાં અથવા કોઈપણ બાબતોના વર્ગના સંબંધમાં કરને પાત્ર

હોય તે શખસને પડેલી તેની અસલ કિંમતના ઠરાવવામાં આવે એટલા ટકાની રકમ;

પણ એવું ઠરાવ્યું છે કે,—

(અ) ઠરાવેલી વીગતો યોગ્ય રીતે પુરી પાડવામાં આવેલી હોવી જોઇયે;

(બ) જ્યારે કોઈપણ વર્ષ માટે કર લઇ શકાય એવો કાંઇ નફો અથવા કમાઈ ન હોવાને લીધે અથવા નફો અથવા કમાઇ છુટની રકમ કરતાં ઓછાં હોવાને લીધે, તે વર્ષ માટે એવી કોઇપણ છુટનો સંપુર્ણ અમલ, કરી શકાય નહીં ત્યારે, પ્રસંગ પ્રમાણે, જેનો અમલ કરવામાં આવ્યો ન હોય એવી છુટ અથવા છુટનો ભાગ, તેની પછીના વર્ષ માટેના ઘડાટા માટેની છુટની રકમમાં, ઉમેરવો અને તે છુટનો ભાગ ગણવામાં આવશે, અથવા જો તે વર્ષ માટે કાંઇ છુટ ન હોય તો, તે વર્ષ માટેની છુટ ગણવી અને તે મુજબ, તે પછીનાં વર્ષો માટે ગણવું; અને

(ક) કોઈપણ બાબતમાં, આ આકટ અન્વયે અથવા તેની રૂયે રદ્દ કરેલા કોઇપણ આકટ અન્વયે અથવા સને ૧૮૮૬ના હિંદુસ્તાનના આવક ઉપરના કર બાબતના આકટ અન્વયે આપવામાં આવેલી સર્વ છુટની એકંદર રકમ, પ્રસંગ પ્રમાણે, ઈમારતો, સાંચાકામ પ્લાંટ અથવા સામાનસુમનની કરને પાત્ર હોય તે શખસને પડેલી અસલ કિંમતથી વધારે થવી જોઇયે નહીં.

(૭) જે કોઇપણ સાંચાકામ અથવા પ્લાંટ નકામાં થવાને લીધે વેચવામાં આવ્યાં હોય અથવા ઉપયોગમાંથી કાઢી નાંખવામાં આવ્યાં હોય તેના સંબંધમાં, રકમ (૬) પ્રમાણે અથવા આ આકટની રૂયે રદ્દ કરેલા કોઇપણ

આકટ પ્રમાણે અથવા સને ૧૯૮૬ ના હિંદુસ્તાનના આવક ઉપરના કર બાબતના આકટ પ્રમાણે કિંમતના ઘટાડા સંબંધની આપેલી છુટોની કુલ રકમ બાદ કર્યા પછી, સાંચાકામ અથવા પ્લાંટની કરને પાત્ર હોય તે શખસને પડેલી અસલ કિંમત તથા જે રકમ માટે તે સાંચાકામ અથવા પ્લાંટ ખરેખર વેચેલ હોય તે રકમ અથવા તે ભાંગેલાં તરીકે તેની જે કિંમત આવે તે કિંમત વચ્ચેનો તફાવત;

(૮) ધંધો રોજગારના કારણો સારૂ વાપરવામાં આવતો હોય એવા સદરહુ મકાનના ભાગનાં સંબંધમાં જમીનમહેસુલ સ્થાનિક ધારા અથવા મ્યુનિસિપલ કર તરીકે આપેલી કોઇપણ રકમ.

(૯) એવો નફો અથવા કમાઇ મેળવવા સારૂજ કરેલી (મુડી ખર્ચના પ્રકારનો ન હોય એવા) કોઈપણ ખર્ચની રકમ.

(૧) પેટા કલમ ૪ માં ધંધોરોજગારને અર્થે વાપરવામાં આવતા સામાનસુમન સ્ટોક અથવા ભરી રાખેલા માલને નુકસાન અથવા નાશના જોખમ બદલના વિમાની પ્રીમીયમની રકમની આ નવા કાયદામાં છુટ આપવામાં આવી છે તે ઉપર લક્ષ ખેંચવામાં આવે છે. આ કલમમાં બતાવેલી છુટો ધંધાને અર્થેજ વપરાતી ચીજો માટે છે અને તે પ્રીમીયમ અપાયું હોય તોજ મળશે. પણ તે ઇન્સ્યુરન્સ ફંડ તરીકે ઘલાયદું રાખ્યું હોય તો તે રીઝર્વ તરીકે ગણાય અને તેની છુટ મળે નહી.

(૨) પેટા કલમ ૫ માં સામાનસુમનની ચાલુ મરામતની રકમની છુટ પણ આ નવા કાયદામાં આપવામાં આવી છે.

(૩) પેટા કલમ ૬ માં સામાનસુમનની કીમતના ઘટાડાની છુટ પણ આ નવા કાયદામાં આપવામાં આવી છે પણ જો તે માંગવામાં આવી હોય તોજ મળે. અને જ્યારે તેના બદલાના નવા સામાનની કીમત મજરે નહી મળે અને છુટ માગવામાં નહીં આવી હોય તો નવા સામાનની ખરીદીની રકમ મજરે મળશે. આ પેટા કલમમાં અસલ કીમતના દફાની રકમ ઠરાવવાનું

ધાર્યું છે તે કેટલા ટકા તેની વીગત કાનુન ૮ તથા ૯ માં આપવામાં આવી છે તે જોવી. એ કાનુનમાં બતાવેલા દરો આખા હિંદુસ્તાનમાં લાગુ પડશે. એ દરો વધારેમાં વધારે દરો તરીકે નથી પણ તે મુકરર કરેલા છે અને તેમાં વીશેષ ઠરાવથી સરતો એવી છે કે (૧) ઠરાવેલી વીગતો યોગ્ય રીતે પુરી પાડવામાં આવેલી હોવી જોઇએ. (૨) આ દરોએ કીંમતના ઘટાડા પુરતો નફો હોય તે દરેક વર્ષ આપવો જોઇએ. અને નફા કરતાં કીંમતના ઘટાડાની છુટની રકમ જેટલી વધારે હોય તે રકમ બીલકુલ ખલાસ થઇ જાય ત્યાં સુધી વર્ષોવર્ષ આગળ ખેંચવી જોઇએ તથા કીંમતના ઘટાડાની છુટની રકમ કર આપનાર શખ્સના હિસાબમાં બરાબર નાખી હોય અથવા નહીં નાખી હોય તોપણ અને હિસાબમાં ગમે તેવી રીતે લખવામાં આવી હોય તોપણ આ પદ્ધતિ અનુસાર કામ થવું જોઇએ (જુઓ સી. કા. રી. ) (૩) ત્યાર સુધી મળી ગયલી છુટની એકંદર રકમ અસલ કીંમતથી વધારે થવી જોઇએ નહીં. મીલકતો માલકીની હોવી જોઇએ પટેથી આપેલી હોય તો છુટ મળે નહીં મકાનનો કોઇ ભાગ પોતાની રહેવા માટે હોય તો તેટલી છુટ મળે નહીં.

(૪) પેટા કલમ એની પેટા કલમ ૨, ૩, ૪, ૫, માં આપેલું, આપેલી એ શબ્દો છે તેનો અર્થ, આ કલમની રૂએ જે ધોરણ ઉપર નફો અથવા કમાઇ ગણવામાં આવતાં હોય તે ધોરણ ઉપર ગણવાની પદ્ધતિથી ખરેખર આપેલુ, આપેલી અથવા ખરચેલી એવો થાય છે. (જુઓ આજ કલમ ૧૦ ની પેટા કલમ ૩ )

(૫) સને ૧૯૧૮ના કાયદામાં ધંધોરોજગાર સારૂ વાપરવામાં આવતી હોય એવા પોતાની માલકીના મકાનની વાર્ષિક કીંમતની છુટ આપવામાં આવતી હતી અને તેટલીજ રકમનો કર કલમ ૯ પ્રમાણે મીલકતને સદરે લેવામાં આવતો હતો પણ આ નવા કાયદામાં આ કલમ ૧૦ની પેટા કલમ ૧ માં પોતાની મીલકત અથવા મકાનના ભાગમાં જે મકાનમાં ધંધોરોજગાર ચલાવવામાં આવતો હોય તેના ભાડા તરીકેની રકમની

છુટ મળવાની નથી અને તેટલીજ રકમનો કર મીલકતને સદરે કલમ ૯ મુજબ લેવાનો નથી. પેટા કલમ ૨ (૧) માં બતાવેલું મકાન અથવા તેનો ભાગ ભાડે રાખ્યો હોય તો તે કલમ પ્રમાણે ભાડાની રકમની છુટ મળશેજ અને જો તેવા ભાડે રાખેલા મકાનનો મોટો ભાગ પોતાની ખાનગી વપરાસમાં રાખ્યો હોય તો આખુ ભાડુ મજરે મળશે નહીં પણ તેનું પ્રમાણ ધ્યાનમાં લઇ ઇનકમટેક્સ ટેક્સ આપીસર ઠરાવે તેટલીજ છુટની રકમ ગણાશે.

(૬) પેટા કલમ ૨ની પેટા કલમ ૨, ૪, ૫, ૬ અને ૮ માં બતાવવામાં આવેલી ઇમારતોની છુટ જો તે ઇમારતો ધંધાને માટે વાપરવામાં આવતી હશે તોજ મળશે.

(૭) જો ધંધા સારૂ વાપરવામાં આવતી ઇમારત અથવા તેનો ભાગ પોતાની માલકીનો હોય તો જે ભાગ ધંધા સારૂ વાપરવામાં આવ્યો હોય તેટલાનીજ મરામતની રકમની છુટ દરવરસે પેટા કલમ ૫ પ્રમાણે મળશે. જો તે ભાડે રાખવામાં આવી હોય તો પેટા કલમ ૨ પ્રમાણે જો ભાડા ચીઠીમાં મરામત કરાવવાની શરત તેને શીર હોય તો મરામત પાછળ ખરચેલી રકમની છુટ મળશે. જો થોડો ભાગ ધંધા સારૂ વાપરવામાં આવ્યો હોય અને બાકીનો પોતાના રેહેવાને માટે રાખ્યો હોય તો પેટા કલમ ૧માં જે પ્રમાણે ગણત્રી કરવામાં આવી છે તે પ્રમાણે ગણત્રી કરવામાં આવશે.

(૮) પેટા કલમ ૧૦ (૨) ની પેટા કલમ ૩ માં બતાવેલા વ્યાજની છુટ જો તે વ્યાજ આપવાનું નફો મળે તે ઉપર કોઇપણ રીતે આધાર રાખતું નહી હોય તોજ મળશે. જો કોઇ વ્યાજે લીધેલી રકમ જેનું વ્યાજ નફો મળે તોજ આપવાનું છે એટલે નફો મળ્યા શીવાય આપવાનું નથી એમ હોય અથવા નફો મળે તેની રકમના પ્રમાણમાં આપવાનું હોય તો તેવા દાખલામાં વ્યાજની છુટ મળવાની નથી. માટે દરેક દાખલામાં સંજોગો જોઇ વ્યાજની રકમ મજરે મળશે. કંપનીની મુડીની રકમ બાબત અથવા ભાગીદારોએ પેઢીમાં રોકેલી મુડીના વ્યાજની છુટ મળી શકે નહીં. પણ કંપનીએ ડીબેંચર કાઢયા હોય તેના ઉપરના

વ્યાજની અને કોઈ પેઢીઓ ગીરોખતની રૂએ આપેલા વ્યાજની છુટ મળશે. એથી ઉલટું કોઈ પેઢી એમ કહેતી હોય કે તેની સ્વતંત્ર મુડી નથી અને ભાગીદારો ચોક્કસ વ્યાજના દરે રકમ ધીરી મુડી ઉત્પન્ન કરીનેજ કામ ચલાવે છે અને તેથી વ્યાજ મજરે મળવું જોઈએ તો તેને છુટ મળશે નહીં. શીવાય કે એવો પુરાવો આપે કે કોઈ, ખાસ ભાગીદારે કાયદેસર રીતે ખત કરી પેઢીને રકમ ધીરી છે અને નફો મળે કે ન મળે તો પણ દર વરસે અમુક દરે પેઢીએ વ્યાજની રકમ આપવાની શરત છે તો છુટ મળશે. (હી. સ. ઠા. એફ. ડી. ૭૯૧ એફ તા. ૨૬-૩-૧૮ )

(૯) પેટા કલમ ૭માં બતાવેલી છુટ જ્યારે સાંચાકામ તથા પ્લાંટ નકામાં થયાં હોય તોજ મળી શકે. જો તે શીવાયના બીજા કારણોથી વેચી નાખ્યા હોય તો આવી છુટ મળે નહીં. દાખલા તરીકે એક સાંચાકામ નકામુ ન હોતાં છતાં વેચી નાખ્યુ છે એવો પુરાવો થાય તો છુટ આપવી નહીં. આવી છુટની રકમ માલીકને પડેલી અસલ કીંમત ઉપરથીજ ગણવાની છે. માલીકને પડેલી અસલ કીંમતમાંથી પેટાકલમ ૬ માં બતાવેલી છુટોની રકમો અને તેને વેચી નાખતાં ઉપજેલી રકમ, એ બધી રકમ બાદ કરતાં બાકીની રકમની છુટ મળશે.

(૧૦) પેટા કલમ ૮માં બતાવેલી છુટ જમીન મેહેસુલ, સ્થાનિક ધારા અથવા મ્યુનીસીપાલ કર તરીકે આપેલી રકમ બાબતજ છે અને તે ધંધો રોજગારના કારણ સારૂ વાપરવામાં આવતાં હોય એવા મકાનના ભાગના સંબંધમાંજ છે. એટલે બીજા ધારા અથવા કરની છુટ મળી શકે નહિ અને ધંધા રોજગારના કામ શીવાય બીજા કામમા વાપરવામાં આવ્યો હોય તો સ્થાનીક દર અને મ્યુનીસીપાલ દરની કલમ ૮ પ્રમાણે પણ છુટ મળી શકે નહીં.

(૧૧) પેટા કલમ ૮ માં નફો અથવા કમાઈ મેળવવા સારૂજ કરેલા પણ મુડી ખર્ચના પ્રકારનો ન હોય એવા કોઈ પણ ખર્ચની રકમની છુટ આપવામાં આવી છે તેમાં નીચે લખેલા ખર્ચની છુટ મળશે નહીં.

(૧) આસામી ખાતે સારૂ જુદી કાઢેલી ખર્ચની રકમ. ( રીઝર્વ ફંડ ખાતે લીધેલી )

(૨) પ્રોવીડન્ટ ફંડ અથવા બીજા ફંડ અથવા નફો અથવા ડીવીડન્ડ એક સરખો મળે તેવા બીજા કામ સારૂ જુદી કાઢેલી રકમ.

(૩) ધરમાદા અથવા બક્ષીસ તરીકે આપેલી રકમ.

(૪) (૧) મુડીને લગતો ખર્ચ જેવોકે ગુડવીલ અથવા પાઘડીનો ખર્ચ. (૨) મુડી રીઝર્વ ફંડમાં લઇ ગયા હોય તે. (સ. ઠા. એફ. ડી. ૩૯૦૮ તા. ૧૦-૧૧-૯૧)

(૫) કોઇ વેપારમાં મિલકતનો વધારો અગર ફેરફાર અથવા સુધારા માટે કરેલો ખર્ચ.

(૬) ઇનકમટેકસ અથવા સુપરટેકસ તરીકે ભરેલી રકમ ( સ. ઠા. એફ. ડી. ૨૧૯૭ તા. ૨૬-૭-૮૬) પણ દેશી રાજ્યમાં ભરેલા ટેકસની છુટ મળશે ( હીં. સ. ઠા. ૧૫૧૦ એફ. તા. ૨૩-૧૦-૧૫ )

(૭) ભાગીદારોએ ઉપાડેલી રકમો અથવા તેના પગારની રકમ.

(૮) ધંધાના માલીક અથવા ભાગીદારની ( કરને પાત્ર સખસોની ) મુડીનું વ્યાજ તથા રીઝર્વ તથા બીજા ફંડનું વ્યાજ.

(૯) કરને પાત્ર સખસોના ખાનગી અથવા પોતાના ખર્ચની રકમ.

(૧૦) આગલા વર્ષોમાં ગયલી ખોટની રકમ.

(૧૧) વીમાની પોલીસીથી અથવા ભરપાઇ કરી આપવાના ખતથી જેનો બદલો મળી શકે એમ હોય એવું નુકસાન.

(૧૨) પેટા કલમ ૬ માં બતાવેલા ઘટાડા શીવાયની ઘટાડાની રકમો.

(૧૩) ફકત આવક મેળવવાના કારણ શીવાયના કોઇ પણ કામ સારૂ ખર્ચેલી રકમ.

(૧૪) ખરેખર લખી વાળ્યું નહી હોય એવું નહી વસુલ થઇ શકે એવું લેહેણું.

(૧૫) ધંધાના માલીકે પોતાની મીલકત ધંધાના કામ સારૂ રોકી હોય તો તેની ભાડાની કીંમત.

(૧૬) અનિયમસરના કમીશન તરીકે આપેલી કાંઇ રકમો.

(૧૭) ચોરાયલી મુડીની રકમ પાછી મેળવવા સારૂ કાયદાની કોર્ટમાં કરેલા ખરચો. ( સ. ઠા. એફ. ડી. ૧૨૫૫ તા. ૩૦-૩-૦૩ )

(૧૮) કોઇ કંપનીને શેર કાઢતી વખતે થયલો ખરચ અને તે વખતે કદાચ પ્રીમીયમ મળ્યું હોય તે આવક ગણવાની નથી. (હી. સ. ઠા. એફ. ડી. ૭૫૧ તા. ૨૬-૩-૧૮ )

(૧૯) કોઇ કંપની શરૂ કરતાં શરૂમાં કરેલો શરૂ કર્યાના પેહેલા વરસમાં મજરે મળે છે તે શીવાયનો એટલે આગલે વર્ષ થઇ ગયલા ખર્ચ પૈકી તે શીવાયનો ખર્ચ બીજે વરસે લખ્યો હોય તો મજરે મળી શકે નહીં. ( સ. ઠા. એફ. ડી. ૨૨૫૭ ૨-૭-૯૦ )

(૨૦) બીજા દેશોના કર.

(૨૧) બ્રી. હિંદુસ્તાનના કોલીઅરી વગેરે બાબત ભાડા ઉપર સ્થાનિક કરની રકમ. (પટના હાઇકોર્ટ રૂલીંગ)

(૧૨) જો કોઈ કરને પાત્ર શખસ મુડીની રકમ વ્યાજે ફેરવી વ્યાજુ ધંધો કરતો હોય તો તેવી મુડીનો કોઇ ભાગ વસુલ નહી થઇ શકે અને માંડી વાળવો પડે તો જ્યારે તે માંડી વાળવા લાયક સાબીત થાય ત્યારે ખર્ચ તરીકે મજરે લેવાની છે. ( સ. ઠા. ૩૭૯૦ તા. ૮-૧૧-૦૨ એફ. ડી. ) દાખલા તરીકે એક નાણાવટી ( ધીરધારનો ધંધો કરનાર ) એ પાંચ લાખ રૂપીઆની રકમની ધીરધાર કરી હોય અને તેને રૂા. ૫૦૦૦૦) વ્યાજના મળ્યા છે પણ તેજ વરસમાં આસામી ખાધને લીધે રૂા. ૨૫૦૦૦) માંડીવાળવા પડયા છે તો ફકત રૂા. ૨૫૦૦૦ ઉપર ઇનકમટેક્સ લાગુ થઇ શકે. કોઇ ધંધાદારી શખસ બીજા ધંધા ઉપરાંત આવી રીતના લેણદેણનો ધંધો કરતો હોય તેને પણ આવી ખોટ મજરે મળે છે.

(૧૩) ઉપર લખેલી મુડીની ખોટ ઉપરાંત બીજી રીતની ખોટ ધંધાદારીઓને ધંધાને અંગે થાય છે. તેની ખોટ લખી

વાળી હોય તો તેની છુટ પણ મળી શકે છે. આવી ખોટની બાબત કાયદામાં છુટી બતાવી નથી તેનું કારણ કે કોઇ કરને પાત્ર સખસે પોતાનો હીસાબ રોકડ મેળના ધોરણે તૈયાર કર્યો હોય તો તેની બાબતમાં આવી રીતની ખોટ આવી શકેજ નહી. પણ જો કોઇ કરને પાત્ર સખસ વેપારી નામાના ધોરણે પોતાનુ નામું હમેશ રાખતો હોય તો તેને નહી વસુલ થઇ શકે એવુ કધર લેહેણું ( Bad debts ) હોઇ શકે છે કારણ કે તેના નામા પ્રમાણે આવી રકમ વેચાણ થયું હોય ત્યારે પૈસા આવ્યા નહી હોય તો પણ જમે થઇ આવક તરીકે એક વખત ગણાઇ ગઇ હોય છે અને તેના ઉપર હીસાબ પ્રમાણે કર લેવાઈ ગયલોજ હોય છે અને જ્યારે તે એવું લેહેણુ ખાધ તરીકે માંડી વાળે છે ત્યારે એવી માંડી વાળેલી રકમ છુટ તરીકે મજરે મળવીજ જોઇએ. (જુઓ સી. કા. રી. પાનુ ૨૪ કલમ ૧૦ પે. ૨ )

(૧૪) આજ કારણથી સને ૧૯૧૮ ના કાયદાની કલમ ૯ (૨) "આપેલી રકમના સંબંધમાં અથવા કીમતના ઘટાડાની બાબતમાં ઉધરેલી રકમના સંબંધમાં" એ શબ્દો હતા તે આ કલમની પેટા કલમ (૨) માંથી કાઢી નાખ્યા છે.

(૩) પેટા-કલમ (૨) માં " આપેલું, આપેલી " એ શબ્દોનો અર્થ, આ કલમની રૂએ જે ધોરણ ઉપર નફો અથવા કમાઈ ગણવામાં આવતાં હોય તે ધોરણ ઉપર ગણવાની પદ્ધતિથી ખરે-ખરૂં આપેલું, આપેલી અથવા ખરચેલી, એવો થાય છે.

વકીલ, દાકતર વગેરે ધંધાની કમાણી

૧૧. (૧) કરને પાત્ર હોય તે શખસ જે કોઇપણ પેશો અથવા ઉદ્યમ કરતો હોય તેના નફા અથવા કમાઇની બાબતમાં " વકીલ, દાકતર વગેરે પેશાની કમાણી " ના સદર હેઠળ કરને પાત્ર હોય તે શખસે કર આપવો પડશે.

(૨) ખાસ એવા પેશા અથવા ઉદ્યમ માટેજ કરેલા (મુડી ખર્ચના પ્રકારના ન હોય એવા ) કોઈપણ ખર્ચના છુટ મુકયા

પછી, એવો નફો અથવા કમાઇ ગણવામાં આવશે; પણ એવું ઠરાવ્યું છે કે કરને પાત્ર હોય તે શખસના કાંઇપણ અંગત ખર્ચ માટે કાંઇપણ છુટ મુકવામાં આવશે નહીં.

(૩) સાધારણ રીતે બ્રિટિશ હિંદુસ્તાનમાં રહેતા કોઇપણ શખસને હિંદુસ્તાનના કોઇપણ ભાગમાં તેના ધંધાને લગતી આપેલી ફી આ સદર હેઠળ કર આકારવા જોગ નફો અથવા કમાઇ ગણાશે.

(૧) કલમ ૧૦ (૨)માં બતાવેલી છુટો જે જે આ ધંધાને લાગુ પડતી હોય તે છુટો આ કલમ પ્રમાણે પણ આપી લેવાની છે.

(૨) કાયદા સબંધી ( વકીલ વગેરે )ની ચોપડીઓ અને દાંતના ડાક્તરના ઓજારોનો ખર્ચ મુડીનો ખર્ચ છે પણ તેનો બદલામાં બીજી ચીજો લીધી હોય તે ઉપર થયેલો ખર્ચ મજરે મળશે. (હી. સ. ઠા ૭૫૧ એફ. તા ૨૬-૩-૧૮ )

૧૨ (૧) આ આક્ટ લાગુ પડતો હોય એવી દરેક જાતની અને દરેક સાધનોથી થતી આવક તથા દરેક જાતના અને દરેક સાધનોથી થતા નફા તથા કમાઇ ( જો તે અગાડીના કોઇપણ સદરમાં આવી જતાં ન હોય તો તે ) ની બાબતમાં કરને પાત્ર હોય તે શખસે "બીજાં સાધનોથી થતી આવક" એ સદર હેઠળ કર આપવો પડશે.

બીજા સાધનોથી થતી આવક.

(૨) ખાસ એવી આવક મેળવવા સારૂ અથવા એવા નફા અથવા કમાઈ કરવા સારૂજ કરેલા ( મુડી ખર્ચના પ્રકારના ન હોય એવા ) કોઇપણ ખર્ચ માટે છુટ મુકયા પછી, એવી આવક, નફા, તથા કમાઇ ગણવામાં આવશે; પણ એવું ઠરાવ્યું છે કે કરને પાત્ર હોય તે શખસના કાંઇપણ અંગત ખર્ચ માટે કાંઇપણ છુટ મુકવામાં આવશે નહીં.

(૧) આ કલમમાં નીચે લખેલી આવકનો સમાસ થાય છે

(૧) ભાષાને લગતું ઇનામ અને પરિક્ષાની ફી

(૨) પોસ્ટ ઓફીસ સેવીંગ બેંક શીવાયની સેવીંગ બેંકના ડીપોઝીટનું વ્યાજ

(૩) બ્રીટીશ હીંદુસ્તાનની બાહાર પ્રાપ્ત થયલી પણ બ્રીટીશ હીંદુસ્તાનમાં સીધી અથવા આડકતરી રીતે મળેલી આવક એમાં ડીવીડન્ડ પેનશન અને ખેતીની જમીનની આવક હીંદુસ્તાન બાહાર પ્રાપ્ત થયલી હોય તે આવી જાય છે;

(૪) ગીરો તથા ધીરેલાં નાણાંનું વ્યાજ, ફીક્સ્ડ ડીપોઝીટ, ચાલુ ખાતા તથા કલબ ડીબેન્ચર વીગેરેનું વ્યાજ. પણ જો ધંધા રોજગારને અંગે વ્યાજ આવ્યું હોય તો તેનો સમાસ કલમ ૧૦ મુજબની આવકમાં થઇ જાય છે.

(૫) ડાયરેકટરની ફી, સરવે ફી વગેરે.

(૬) ખુલ્લી જમીનનું ભાડું. પણ મકાનને લગતી જમીનનું ભાડુ આવતું હોય તો કલમ ૯ મુજબની આવકમાં તેનો સમાસ થાય છે.

(૭) ભાગીદારીમાં મળેલો નફો.

(૮) કોઇ મીલકત પટાથી રાખી હોય તો પેટા ભાડુત પાસેથી આવેલી તેના ભાડાની રકમ.

(૯) ગ્યારંટીડ રેલવે કંપનીના શેર હોલ્ડરને હિંદુસ્તાનમાં મળેલું વ્યાજ.

(૧૦) દેશી રાજ્યે કાઢેલી લોન ઉપરનું વ્યાજ.

(૧૧) આ શીવાય બીજી કોઇ કરને પાત્ર રકમ જે પરબારી ભરવામાં આવે છે તે.

(૨) કોઇપણ શેર અથવા સીકયુરીટી ખરીદ કરવા સારૂ બેંકર પાસેથી ઉધાર નાણું લીધુ હોય અને તેને લીધે બેંકરને વ્યાજ આપવું પડતું હોય તો બેંકરનું સરટીફીકેટ મેળવ્યાથી અથવા બીજા એવા પુરાવાથી એવી રીતે આપવામાં આવેલુ વ્યાજ તેવા શેરના ડીવીડન્ડ અથવા સીકયુરીટીના વ્યાજની સામા મજરે લઇ શકાય છે. (સી. કા. રીપોર્ટ પા. ૨૩ અને ઠી. સ. ઠા. એફ. ડી. ૭૯૧ એફ તા. ૨૬-૩-૧૮)

૧૩. કલમો ૧૦, ૧૧ તથા ૧૨ નાં કારણો સારૂ, આવક, નફો અથવા કમાઈ, કરને પાત્ર હોય તે શખસ નિયમસર હિસાબ ગણવાની જે રીત કામે લગાડતો હોય તે રીત પ્રમાણે ગણવી.

હિસાબ ગણવાની રીત.

**પણ એવું ઠરાવ્યું છે કે, તે હિસાબ ગણવાની કોઇપણ રીત નિયમસર કામે લગાડતો ન હોય અથવા તેણે કામે લગાડેલી રીત એવી હોય કે, ઇન્કમટેક્સ ઓફિસરના મતપ્રમાણે, તે ઉપરથી નફો તથા કમાઈ બરાબર રીતે કાઢી શકાય નહીં તો, ઇન્કમટેક્સ ઓફિસર ઠરાવે તેવા ધોરણ ઉપર તથા તેવી રીતે ગણત્રી કરવી.**

કલમ ૩ ના ખુલાસામાં બતાવ્યું છે તે પ્રમાણે હાઇકોર્ટ રૂલીંગ પ્રમાણે ખરેખરી થયલી આવકને આવક ગણવામાં આવી છે. ઘણા ખરા વેપારીઓ અને ધંધાદારીઓ પોતાનો હિસાબ ખરેખરી આવેલી અને આપેલી રકમોના ધોરણે રાખતા નથી. પરંતુ નફા ટોટાનો હીસાબ તૈયાર કરીને અને વરસની શરૂઆતે અને આખરે હાથમાં માલ રહ્યો હોય તેની કીમત સરખાવીને વેપારી નામાના ધોરણે રાખે છે. પણ બીજા કેટલાક ધંધાદારીઓ પોતાનો હીસાબ રોકડમેળ નામાના ધોરણે પણ તૈયાર કરે છે અને તેમાં વરસની શરૂઆતે અને આખરે હાથમાં માલ શીલક હોય તેની કીમત બતાવવાની જરૂર રેહેતી નથી. ઇનકમ ટેક્સને માટે હાઇકોર્ટે બીજી રીત રોકડમેળ નામાનાં ધોરણની રીત મંજુર કરી છે. કેમકે કલમ ૩ પછીની કલમોમાં કરને પાત્ર જુદા જુદા પ્રકારની આવક નિર્દિષ્ટ કરેલી છે તે પ્રમાણે ધંધાની આવકનો અર્થ મર્યાદિત થાય છે. દાખલા તરીકે સરકારી સીક્યુરીટીનુ વ્યાજ પાછલાં ચાર વરસ થયા લેવાનું બાકી રહ્યું હોય અને તે પાંચમે વરસે લેવામાં આવે તો પાછલી બધી સાલોના વ્યાજની એકંદર વ્યાજની રકમ જે સાલમાં લેવામાં આવે તે સાલની આવક ગણાય છે તો તેજ ધોરણે ધંધા રોજગારમાં પણ ખરેખરા આવેલા નાણા અને થયલા ખર્ચના આધારે ગણીને આંકેલી આવક ઉપર કર લેવાવો જોઇએ. પણ આવી રીતે હમેશા થતું નથી. કેમકે વેપારી રીત પ્રમાણે જ્યારે ખરીદી અથવા વેચાણ થાય છે ત્યારે પૈસાની આપ લે થઇ નહીં હોય તોપણ જમે બાજુએ વકરો અને ઉધાર બાજુએ ખરીદી તરતજ લખાઈ જાય છે અને વરસ આખરે નફા ટોટાનું સરવાયું કાઢતી વખતે એવો વકરો તથા ખરીદી, વકરા તથા ખરીદી ખાતે ગણાઇ જાય છે અને સાલ આખરે માલ શીલક રહ્યો હોય છે તેની કીમત વકરામાં ઉમેરી તથા પાછલા વરસનો માલ શીલક ખરીદીમાં ઉમેરી બાકીનો પરીણામ આવે તે નફો અથવા ટોટો

ગણાય છે અને એ પ્રમાણે ચોપડા ઉપરના ધોરણની ( નહીં કે ખરેખરા રોકડ આપલેના ધોરણની ) આવક, આવક તરીકે ગણાય છે. પણ ઇનકમ ટેકસના કારણ સારૂ હાઇકોર્ટે ઠરાવેલી રોકડમેળના ધોરણે તૈયાર કરેલી રીત બંધબેસ્તી છે એમ ઠરાવેલું છે. તેથી તથા વેપારી નામાની રીતે હિસાબ કરવામાં સાલ આખરે શીલક માલ તારવી કાઢવોજ જોઇએ અને તેમ કરવામાં (કદાચીત ભુલ થાય અગર જાણી બુજીને ખોટી શીલક કાઢવામાં આવે અથવા માલની ખોટી કીમત લખાઇ જાય તો ) વરસની ખરેખરી આવક ખરી રીતે માલમ પડી આવે એવો સંભવ રહેતો નથી તેથી તથા વેપારી રીત પ્રમાણે એક સાલના આખર શીલક માલની કીમત જમા બાજુએ એટલે વકરામાં ( વકરો ખરેખરો નહી થયો હોય તો પણ ) દાખલ થાય છે અને બીજે વરસે તેની તેજ રકમ ઉધાર બાજુએ એટલે ખરીદી ખાતે ઉધરી જાય છે. તેથી એકંદરે આવકમાં ખરી રીતે તફાવત આવશે નહી એટલે બન્ને રીતો આવક શોધી કાઢવામાં એક સરખીજ છે તેથી તથા પરચુરણ ધંધાદારીઓ જેવા કે છુટક ગાંધીનો સામાન વેચનાર, લોઢાનો સામાન વેચનાર, રંગનો સામાન વેચનાર વગેરે સખસોને સાલ આખરે શીલક માલ તારવવો એ અશકય અથવા અઘરડ ભરેલું થઇ પડે છે તેથી રોકડ મેળના ધોરણે રાખેલા હીસાબની રીત વધારે પસંદ કરવા લાયક છે. પણ વેપારી રીતના નામાના ધોરણે નામું રાખનારને આવકના પત્રક ભરવા માટે પોતાનો આખો હીસાબ વેપારી હીસાબી રીતે ઉપરાંત રોકડનામાના ધોરણે તૈયાર કરવો પડે.* તેથી બન્ને રીતો કાયમ સમજી કલમ ૩. ૪ તથા ૬ થી ૧૨ના ઠરાવ ઘડી કહાડયા છે. અને આ કલમ ૧૩માં ચોખ્ખુ લખેલું છે કે સર્વ કર ભરનારાઓ માટે હિસાબ રાખવાની કોઇ એક સરખી રીત ઠરાવેલી નથી અને બને તેટલે સુધી દરેક કર ભરનાર પોતાના કામ માટે ઉત્તમ રીતે અનુકુળ હોય તે પ્રમાણે નામુ અને નામાની પદ્ધતિ રાખે. માત્ર પ્રતિબંધ એટલો છે કે ધારણ કરેલી નામાની રીત એવી હોવી જોઇએ કે જે ઉપરથી પાછલા વરસની ઠરાવેલી મુદતના સંબંધમાં કર આપનારની આવક જણાઇ આવે અને તે રીતે પોતાના ધંધાના કામ સારૂં તે હમેશા નામુ રાખતો હોવો જોઇએ. ( એટલે

---

* આ પ્રમાણે કરવામાં ઘણી મેહેનત અથવા અગવડ પડતી નથી એમ મારા તરફથી સમજાવવામાં આવશે. —કર્તા.

એક વરસે એક રીત અને બીજે વરસે બીજી રીત એમ રાખી શકે નહી ) અને એવી રીતે નામુ રાખતો નહી હોય તોજ ઇનકમટેક્સ ઓફીસરના મત પ્રમાણે તેની આવક બરાબર જણાઇ આવે તે રીતે કર ભરનારની આવકની ગણત્રી કરવામાં આવશે. (હે. કા. ની. પા. ૨)

૧૪. (૧) કરને પાત્ર હોય તે શખસને અવિભકત હિંદુ કુટુંબના આસામી તરીકે મળતી કોઇપણ

સામાન્ય પ્રકારની માફી રકમના સંબંધમાં તેણે કર આપવો પડશે નહીં,-

(૨) કરને પાત્ર હોય તે શખસે હેઠળના સંબંધમાં કર આપવો પડશે નહીં, એટલે કે:—

(અ) જે કંપનીના નફા અથવા કમાઈ ઉપર કર આકારવામાં આવ્યો હોય તે કંપનીના શેર ધારણ કરનાર તરીકે ડિવિડન્ડ તરીકે તેને મળતી કોઇપણ રકમના સંબંધમાં; અથવા

(બ) જે કોઇપણ પેઢીના નફા અથવા કમાઇ ઉપર કર આકારવામાં આવ્યો હોય તે પેઢીના નફા અથવા કમાઈના તેના ભાગના પ્રમાણની રકમના સંબંધમાં.

(૧) હીંદુ એકત્ર કુટુંબના છુટા સખસોની અવિભકત કુટુંબમાંથી મેળવેલી આવક ઇનકમટેસની આકારણી માટે ગણી લેવામાં આવશે નહી એટલુંજ નહી પણ સુપરટેક્સ ઠરાવવામાં પણ ગણી લેવામાં આવશે નહીં. કેમકે હિંદુ એકત્ર કુટુબને વ્યકિત તરીકે ગણવામાં આવ્યું છે અને તેના ઉપર વ્યકિત તરીકે ચઢતા ઉતરતા દર પ્રમાણે સુપરટેક્સ તથા ઇનકમટેકસની આકારણી થશે. અને તેની વેહેંચણી કુટુંબના માણસોમાં કેહેવી રીતે વેંહેચાય છે તે જોવામાં આવશે નહીં પછી તે કુટુમ્બની આવક રૂા. ૨૦૦૦)ની અંદર હોય કે ઉપર હોય. રૂા. ૨૦૦૦) ની અંદર હોય તો પણ એવા કુટુંબના સખસોની બીજી આવકમાં તે કુટુંબની આવકના ભાગની રકમ ઉમેરાશે નહીં. આ પ્રમાણે હોવાથી વગર નોંધાયલી પેઢી કરતાં પણ હીંદુ એકત્ર કુટુમ્બને વધારે લાભ મળ્યો છે. કેમકે વગર નોંધાયલી પેઢીની આવક કરને પાત્ર નહી હોય તો તેની આવકનો ભાગ જેમાં સમાઇ જાય એવી ભાગીદારોની છુટી છુટી આવક ઉપર ઇનકમટેકસ ( પેટા કલમ ૨ (ખ) તથા ૧૬ (૧) સાથે વાંચતાં ) અને સુપરટેકસ (કલમ

૫૫ નો વિશેષ ઠરાવ પ્રમાણે) લાગુ પડશે. નોધાયલી પેઢીની આવક કરને પાત્ર હોવાથી તે પેઢી ઉપર કર લાગુ પડશે એટલે દરેક ભાગીદારની તેમાની આવકના હીસ્સાની રકમ, કયો દર લાગુ પડે છે તે ઠરાવવા પુરતાજ કામ માટે તે ભાગીદારની પોતાની કુલ આવક નક્કી કરવામાં તેની પોતાની સ્વતંત્ર આવકમાં ઉમેરાશે. ( જુઓ કલમ ૧૬ (૧). પણ ભાગની રકમ ઉપર કાંઇ પણ કર લેવાશે નહીં કેમકે પેઢી પર કર આકારાયલો છે. (હે. કા. ની પે. ૫) નોધાયલી અને વગર નોધાયલી પેઢીની આવક બાબત આ કલમ મુજબ ગણત્રી કરવામાં શું તફાવત પડશે તે કલમ ૨ (૧૪) નીચે બતાવ્યો છે. નોધાયલી પેઢીના સંબંધમાં નોધાયલી પેઢી ઉપર ભારેમાં ભારે દરે કર લેવાય છે તેથી તેના ભાગીદારને તેની પોતાની સ્વતંત્ર આવકને લાગુ દરનુ પ્રમાણુ ઓછું હશે તો કલમ ૪૮ (૨) પ્રમાણે દર પ્રમાણેના તફાવતની રકમ પાછી મળશે; પણ બને ત્યાં સુધી રોકડું રીફંડ આપવું નહી પડે તે સારૂ ઇ. ટે. ઓફીસરે ભાગીદારોના આવકના પત્રક પોહોંચેથી, તે નોધાયલી પેઢીમાના ભાગની તમામ રકમ ભાગીદારના આવકના પત્રકમાં આવી ગયાની ખાત્રી કરી ભાગીદાર ઉપર તેની પોતાની સ્વતંત્ર કુલ પેદાશને લાગુ પડતા દર પ્રમાણેજ આકારણી કરવી. જ્યાં સુધી ભાગીદારોની પોતપોતાની કુલ આવક ઉપર આવકના પ્રમાણમાં કર આકારાઇ જાય નહી ત્યાં સુધી નોધાયલી પેઢી પેઢીની આવક માટે ભારેમાં ભારે દરે કર આપવાને પાત્ર રેહેશેજ. હિંદુ એકત્ર કુટુંબની વ્યાખ્યા ઇનકમટેક્ષ એક્ટમાં આપી નથી. તેથી હિન્દુ લો પ્રમાણે જે અર્થ એનો થતો હોય તે ઇનકમટેક્ષ એક્ટ માટે લઇ શકાય.

ટ્રેવેલીન 'હિન્દુ લો 'માં હિન્દુ એકત્ર કુટુમ્બના લક્ષણ નીચે મુજબ આપે છે. " સાથે રહેવું, એકજ ગલ્લામાંથી નિભાવ કરવો અને ધાર્મિક ક્રિયાઓ સાથે કરવી. "

(૨) આ પેટા કલમની પેટા કલમ ૨ ( અ ) માં બતાવેલી ડીવીડન્ડની આવક તથા " બ " માં બતાવેલી નફાની ભાગે પડતી આવક કરને પાત્ર ક્યારે નહી થ ય કે જ્યારે કંપની અગર પેઢીના ઉપર આકારણી થઇ હોય ત્યારે. એટલે જે કંપની અથવા પેઢી ઉપર ઇનકમટેક્સની આકારણી થઇ હશે તેનીજ પેદાશ ઉપરનો તેના ભાગીદાર પાસે કર લેવામાં આવશે નહી. હિંદુસ્તાન બહારની કંપનીમાંથી

મેળવેલુ ડીવીડન્ડ ( વેંહેંચણી ) કોઇ સખસને મળતું હોય તો તેની બાબત માટે બંદોબસ્ત કરવો રહી નહી જાય તેને માટે આ પ્રમાણે કરવું પડયું છે. ( સી. કા. રી. પા. ૨૬ )

(૩) આ કલમની પેટા કલમ ૨ (બ) માં એવું સ્પષ્ટ કર્યું છે કે જ્યાં ભાગીદારોના દસ્તાવેજમાં એવું લખ્યું હોય કે ભાગીદારોએ કોઇ પણ વર્ષમાં નફાના અમુક ભાગ કરતાં વધારે રકમ ઉપાડવી નહીં અથવા નફાનો અમુક ભાગ ધરમાદામાં વાપરી નાખવો તો તેમના એક ભાગીદારનો સુપરટેકસ ઠરાવવા માટે અને તેની બીજી પેદાશ ઉપરના ઇનકમટેકસનો દર નકકી કરવા માટે ( એ બન્ને બાબત માટે ) તેની કુલ આવક નકકી કરવામાં જે રકમ ગણવાની તે પેઢીની કર આકારવા લાયક તમામ નફા મધ્યેની તેની હીસ્સે પડતી રકમ ગણવાની છે એટલે ભાગીદારે ઉપાડેલી રકમ અથવા ધર્માદા ભાગ ધ્યાનમાં લેવાનો નથી ( સી. કા. રી. પા. ૨૬ )

જીંદગીના વિમાની બાબતમાં માફી.

૧૫. (૧) પોતાની અથવા પોતાની ધણીયાણીની જીંદગીનો વિમો ઉતરાવવા માટે તેણે આપેલી કોઈપણ રકમના સંબંધમાં અથવા પોતાની અથવા પોતાની ધણીયાણીની જીંદગીપર ડિફર્ડ એન્યુઇટી માટેના કરારના સંબંધમાં અથવા સને ૧૮૯૭ નો પ્રોવીડન્ટ ફંડ બાબતનો આકટ લાગુ પડતો હોય એવા પ્રોવીડન્ટ ફંડમાં ભરેલી અથવા સને ૧૯૧૨ના પ્રોવીડન્ટ ઇન્સ્યુરન્સ સોસાઈટીઝ બાબતના આકટના ઠરાવોને અનુસરતા પ્રોવીડન્ટ ફંડમાં ભરેલી કોઇપણ રકમ અથવા તે આકટના ઠરાવોમાંથી મુકત કરેલી કોઇપણ રકમના સંબંધમાં, કરને પાત્ર હોય તે શખસે કર આપવો પડશે નહીં.

(૨) જ્યારે કોઈ કરને પાત્ર હોય તે શખસ એકાદુ હિંદુ અવિભકત કુટુંબ હોય, ત્યારે, સદરહુ કુટુંબનાં કોઇપણ પુરૂષ આસામીની અથવા એવા આસામીની ધણીયાણીની જીંદગીનો વિમો ઉતરાવવા માટે આપેલી કોઇપણ રકમ ઉપર પેટા-કલમ (૧) મુજબ માફી આપી છે એમ સમજવું.

(૩) આવી રીતે માફી આપેલી એકંદર કોઈપણ રકમ, ૭મી કલમની પેટા-કલમ (૧)ના વિશેષ ઠરાવની રૂએ માફી

આપેલી કોઇપણું રકમ ઉમેરતાં, કરને પાત્ર હોય તે શખસની કુલ આવકના એકછષ્ટાંશ કરતાં વધારે થવી જોઇએ નહીં.

કલમ ૭ (૧) ના વિશેષ ઠરાવમાં અને આ કલમમાં કરને પાત્ર સખસની આવકનો જે ભાગ (૧) ડીફર્ડ એન્યુઇટી અથવા પોતાની ઓરત અથવા છોકરાંઓ સારૂ પ્રોવીડન્ટ ફન્ડ સારૂ પગારમાંથી કાપી લીધેલી (૨) પોતાની અથવા તેની ઓરતની જીંદગી વીમાના પ્રીમીઅમ તરીકે અને પ્રોવીડન્ટ ફંડમાં ભરેલી રકમ તરીકે અપાયી હોય તેના ઉપર છુટ આપી છે પણ આજ કલમની પેટા કલમ ૩ માં છુટની કુલ રકમ કરને પાત્ર સખસની કુલ આવકના છઠ્ઠા ભાગ કરતાં વધી જવી જોઇએ નહીં એમ બતાવ્યું છે.

હિંદુ અવિભકત કુટુંબના સંબંધમાં કુટુંબના મુખ્ય માણસ ઉપરાંત બીજા માણસોની એટલે કુટુંબના કોઇપણ મરદ માણસની અથવા તેની ધણીઆણી જીંદગીના વીમાના પ્રીમીઅમની રકમની પણ આ પેટા કલમમાં છુટ આપવામાં આવી છે.

જો વીમાના પૈસા પરભાર્યા આપવામાં આવ્યા હોય તો વીમા કંપનીની અસલ રસીદ અને સરકારી અથવા સ્થાનીક સત્તાના નોકરના સંબંધમાં અસલ અને તેની નકલ બન્ને પગાર આપનાર અધીકારી તરફ મોકલવી જોઇએ અને અસલ ઉપર દાખલો રાખી તે અમલદાર તે રસીદને પાછી આપશે અથવા ડયુપ્લીકેટ રસીદ અથવા પગાર કર્યાની સરટીફીકેટ પણ ચાલશે.

એકંદર આવક નક્કી કરતી વખતે માફી આપેલી તથા છોડી દિધેલી રકમો.

૧૬. (૧) કરને પાત્ર હોય તે શખસની કુલ આવક ગણુતી વખતે, કલમ (૭) ની પેટા–કલમ (૧) ના વિશેષ ઠરાવ, કલમ (૮) ના વિશેષ ઠરાવ, કલમ ૧૪ની પેટા-કલમ (૨) તથા કલમ ૧૫ ની રૂએ માફી આપેલી રકમો ગણુત્રીમાં લેવી જોઇએ.

(૨) પેટા-કલમ (૧) નાં કારણો સારૂ, ૧૪ મી કલમની પેટા-કલમ (૨) ની રકમ (અ) માં જણાવેલી કોઇપણ રકમમાં, કંપનીએ મળેલાં ડિવિડંડો ઉપર આપવાના આવક ઉપરના કરની રકમ ઉમેરવી જોઇએ.

આ કલમમાં બતાવેલી છુટો તથા કલમ ૧૮ (૪) પ્રમાણે કાપી લીધેલી રકમ ઇનકમટેક્સ તથા સુપરટેક્સનો દર નક્કી કરવાને કુલ આવકમાં ઉમેરી લેવી.

૧૭. જ્યારે કોઈપણ કરને પાત્ર હોય તે શખસની કુલ આવક ચોકકસ હદ સુધી પહોંચી છે અથવા તેથી વધી છે તે કારણસર તે આવક ઉપરનો કર આપવાને અથવા ચઢતા દરથી આવક ઉપરનો કર આપવાને પાત્ર હોય ત્યારે, તેણે આપવાના કરની રકમ, જરૂર હોય તો, હેઠળ જણાવેલી રકમોના કુલ કરતાં વધુ ન થાય એટલી ઓછી કરવી, એટલે કે:—

ચોક્કસ હદ ઉપરનો વધારો થોડો હોય ત્યારે, કર ઓછો કરવા બાબત.

(અ) તેની કુલ આવક તે હદ કરતાં એક રૂપિયા જેટલી ઓછી હોત તો, તેણે આપવી પડત તે રકમ; અને

(બ) તેની કુલ આવક તે રકમ કરતાં જેટલી વધારે હોય તે રકમ.

આ કલમ આ નવા કાયદામાં નવી દાખલ થયલી છે તેની અસર નીચે મુજબ છે.

| પેદાશની રકમ રૂપીઆ | આ કલમ નહી હોત તો એટલે જુના (૧૯૧૮ના) કાયદા મુજબ કરની રકમ રૂ. આ. પૈ | કલમ ૧૭ દાખલ થઇ છે તેથી કર ભરવાની રકમ રૂ. આ. |
|---|---|---|
| ૧૯૯૯ | કાંઇ નહી | કાંઇ નહી |
| ૨૦૦૦ | ૫૨–૧–૪ | ૧–૦ |
| ૨૦૦૧ | ૫૨–૧–૯ | ૨–૦ |
| ૨૦૦૩ | ૫૨–૨–૭ | ૪–૦ |
| ૨૦૨૦ | ૫૨–૯–૮ | ૨૧–૦ |
| ૨૦૫૨ | ૫૩–૭–૦ | ૫૩–૦ |

નોંધ—એટલે પેદાશની રકમમાંથી કરની રકમ કાપતાં રૂા. ૧૯૯૯ થી ઓછી આવક રેહેવી જોઇએ નહી.

| | | |
|---|---|---|
| ૪૯૯૯ | ૧૩૦–૪–૦ | ૧૩૦–૪ |
| ૫૦૦૦ | ૧૫૬–૪–૦ | ૧૩૧–૪ |
| ૫૦૦૧ | ૧૫૬–૪–૬ | ૧૩૨–૪ |
| ૫૦૦૨ | ૧૫૬–૫–૦ | ૧૩૩–૪ |

નોંધ—રૂા. ૪૯૯૯ ની આવકવાળાને કરની રકમ બાદ જતાં રૂા. ૪૮૬૮–૧૨–૦ શીલક રેહે છે તેનાથી ઓછી આવક રેહેવી જોઇએ નહીં.

અને આજ પ્રમાણે વધુ દરોમાં ગણી લેવું.

## બાબ ૪થો.

### કાપી લેવાની રકમ તથા કર આકારવા બાબત.

૧૮. (૧) આવક ઉપરનો કર, હિન્દુસ્તાન સરકારની કોઇપણ સિક્યુરિટીના સંબંધમાં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાય, નીચેના સદરો હેઠળ આવતી કર આકારવાજોગ આવકના સંબંધમાં, તે પગાર કરતી વખતે કાપી લઇને વસુલ કરવો:—

જ્યાંથી આવક થતી હોય ત્યાં કાપી લેવા બાબત.

(૧) "પગાર" તથા

(૨) "સિક્યુરિટીનું વ્યાજ."

(૨) "પગાર" ના સદર હેઠળ કર આકારવાજોગ કોઈપણ આવક પગાર કરવા સારૂ જવાબદાર હોય એવા કોઈપણ શખસે તે પગાર કરતી વખતે, આ સદર હેઠળની કરને પાત્ર હોય તે શખસની અંદાજેલી આવકને લાગુ થતા દર પ્રમાણે પગાર કરવાની રકમપર આવકનો કર કાપી લેવો;

નવા કાયદા પ્રમાણે કરને પાત્ર શખસની અંદાજેલી આવકને લાગુ થતા દર પ્રમાણે કર કાપવાનો છે. સને ૧૯૧૮ના કાયદામાં વરસના પ્રમાણુસર આકારવાની રીત હતી તે ફેરવી નાંખી છે.

પણ એવું ઠરાવ્યું છે કે એવો શખસ, એવી રીતે રકમ કાપી લે તે વખતે, અગાઉ કોઈપણ રકમ કાપી લેવાને લઇને અથવા કાપી લેવાની રહી ગયાને લઇને થએલી વધઘટ બરાબર કરવા સારૂ, આ પેટા-કલમની રૂયે કાપી લેવાની રકમમાં વધારો ઘટાડો કરવાને મુખત્યાર છે.

કલમ ૭ તથા તે પરની સમજુતી જુઓ. કાપેલા કરની રકમ કાનુન ૧૦-૧૧ પ્રમાણે સરકાર જમા થવાની છે.

(૩) "સિક્યુરિટીઓનું વ્યાજ" એ સદર હેઠળ કર આ-કારવાજોગ કોઈપણ આવક પગાર કરવા માટે જવાબદાર શખસે, તે પગાર કરતી વખતે, આપવાના વ્યાજની રકમ ઉપરનો કર વધારેમાં વધારે દરે કાપી લેવો.

કાપેલા કરની રકમ કાનુન ૧૨ પ્રમાણે સરકારમાં જમા થશે. કર વધારેમાં વધારે દરે કાપવાનો છે તે ધ્યાનમાં રાખવાનું છે પણ ઈ. ટે. ઓફીસર તરફથી દાખલો મળ્યો હશે તો તે પ્રમાણે કપાશે.

(૪) આ કલમના ઠરાવોની રૂએ કાપી લીધેલી સઘળી રકમો, કરને પાત્ર હોય તે શખસની આવક ગણવાના કારણસર, તેને થયલી આવક ગણવી.

કાનુન ૧૫ મા બતાવેલા પેદાશના પત્રકના બીજા આસનમાં એ કુલ આવકની રકમ મુકવાની છે અને ત્રીજા આસનમાં કપાયલી કરની રકમ મુકવાની છે એટલે વધારે કપાત થઇ હશે તો મજરે મળશે અથવા કલમ ૪૮ પ્રમાણે રીફંડ થશે અને ઓછી કપાત થઇ હશે તો ખુટતી રકમ ભરવી પડશે.

(૫) આ કલમના ઠરાવો મુજબ કાપી લીધેલી કોઇપણ રકમ, પ્રસંગ પ્રમાણે, જે શખસની આવકમાંથી તે કાપી લીધેલી હોય તે શખસ તરફના, અથવા સીક્યુરીટીના માલીક તરફના, આવક ઉપરના કરના ભરણા તરીકે ગણવી, અને આ આક્ટની રૂએ પછીના વર્ષ માટે, જો કાંઇ કર આકારવામાં આવ્યો હોય તો, તે રકમ તેને જમે આપવી;

પણ એવું ઠરાવ્યું છે કે, એવા શખસ અથવા એવા માલીકને આ આક્ટના ઠરાવોની રૂએ કરનો એ પ્રમાણે કાપી લીધેલો કોઇ પણ ભાગ પાછો મળે તો, એવી રીતે પાછી મળેલી કોઇપણ રકમ જમે આપવી નહિ.

(૬) આ કલમના ઠરાવો મુજબ કાપી લીધેલી સઘળી રકમ, તે કાપી લેનાર શખસે ઠરાવેલી મુદતની અંદર, હિન્દુસ્તાન સરકારને ખાતે જમા કરાવવી અથવા બોર્ડ ઓફ ઇન્લેંડ રેવેન્યુ ફરમાવે તે મુજબ ભરવી.

(૭) જો કોઇપણ શખસ, આ કલમમાં ઠરાવ્યા પ્રમાણે કર કાપી લઇને ભરે નહિ તો, બીજાં જે પરિણામો તેને થાય તેને બાધ ન આવતાં, તેને પોતાને તે કરના સંબંધમાં તકસીરવાન ગણવો.

જવાબદાર શખસ આ પેટા કલમ પ્રમાણે કર કાપી લઈને તે ભરશે નહીં તો તેને તકસીરવાન ગણવામાં આવશે અને કલમ ૫૧ અ પ્રમાણે શિક્ષાને પાત્ર પણ થશે. આ કલમની શરતો સુપર-ટેક્સને લાગુ નથી ( જુઓ કલમ ૫૮ )

(૮) આ કલમ મુજબ કર કાપી લઈને વસુલ કરવાની સત્તાથી બીજી કોઈપણ રીતે વસુલ કરવાની રીતને બાધ આવશે નહિ.

(૯) પેટા–કલમ (૩)ના ઠરાવોની રૂએ આવક ઉપરનો કર કાપી લેનાર દરેક શખસે, વ્યાજ આપતી વખતે, જે શખસને વ્યાજ આપવામાં આવે તે શખસને, આવક ઉપરનો કર કાપી લીધો છે એવી મતલબનો તથા એવી રીતે કાપી લીધેલી રકમ, જે દરથી કર કાપી લીધો હોય તે દર તથા ઠરાવવામાં આવે એવી બીજી વીગતો દર્શાવનારો દાખલો આપવો જોઈએ.

(૧) કાયમનું સર્ટીફીકેટ (દાખલો) ઇ. ટે. ઓફીસર તરફથી મળયું હશે તો કપાત થશે નહી અથવા દાખલા પ્રમાણે કપાત થશે.

(૨) સીકયુરીટીનું વ્યાજ આપનાર સખસે કાપી લીધેલા ઇન-કમટેક્સનો દાખલો આપવાની આ પેટાકલમ દાખલ કરવામાં આવી છે. ( કાનુન ૧૩ જુઓ )

(૩) દાખલો નહી આપનાર કલમ ૫૧ બ પ્રમાણે શિક્ષાને પાત્ર છે.

૧૯. કલમ ૧૮ની પેટા–કલમ (૧) માં જણાવેલા સદરો શિવાયના બીજા કોઈપણ સદર હેઠળ કર

બીજી બાબતોમાં કર આપવો. આકારવાજોગ આવકના સંબંધમાં, અને સદરહુ કલમના ઠરાવો મુજબ આવક ઉપરનો કર કાપી લેવામાં આવ્યો ન હોય તેવે પ્રસંગે, કરને પાત્ર હોય તે શખસે કર પરભાર્યો આપવો જોઈએ.

૧ આ કલમમાં બતાવેલા કરમાં સુપરટેક્સનો સમાસ થતો નથી જુઓ કલમ ૫૮ (૧)

૨ નોકરીએ રાખનાર તથા વ્યાજ આપનાર બ્રી. હીંદુસ્તાનમાં નહી રહેતો હોય અથવા પગાર રૂા: ૨૦૦૦ ની અંદર હોવાથી કપાયો નહી હોય ત્યારે કર પરભાર્યો આપવો જોઈએ.

૨૦. દરેક કંપનીના મુખ્ય અમલદારે, ડિવિડંડો વેંહેચતી વખતે, ડિવિડન્ડ લેનાર દરેક શખસને, વેંહેચી આપવામાં આવતા નફા ઉપર કંપનીએ આવક ઉપરનો કર ભર્યો છે અથવા કંપની તે ભરશે એવી મતલબનો તથા ઠરાવવામાં આવે એવી બીજી વિગતો દર્શાવનારો દાખલો આપવો જોઈયે.

ડિવિડંડ મેળવનારા શેરહોલ્ડરોને કંપનીએ આપવાનો દાખલો.

ડીવીડંડ મેળવનારા શેરહોલ્ડરોને કુંપનીએ આપવાના દાખલાનો નમુનો કાનુન ૧૪ માં આપ્યો છે અને તે દાખલા ઉપરથી કલમ ૧૮ ની સમજુતીમાં બતાવ્યા પ્રમાણે વધારે કપાત થયલી રકમ મજરે મળશે અથવા રીફંડ મળશે. દાખલો નહીં આપનાર કલમ ૫૧ બ પ્રમાણે શિક્ષાને પાત્ર થાય છે.

૨૧. દરેક સરકારી ઓફિસના સંબંધમાં, ઠરાવેલા શખસે, અને દરેક સ્થાનિક અધિકારી, કંપની અથવા બીજી સાર્વજનિક સમાજ અથવા મંડળના સંબંધમાં, મુખ્ય અમલદારે અથવા ઠરાવેલા શખસે તથા દરેક ખાનગી કામે રાખનારે, નીચે લખેલી હકીકતનું એક લેખી પત્રક, ઠરાવેલા નમુનામાં તૈયાર કરવું જોઈએ, અને દર વર્ષે માર્ચ મહીનામા ૩૧ મી તારીખ પછી ૩૦ દિવસની અંદર ઇન્કમટેકસ ઓફિસરને તે પહોંચાડવું અથવા પહોંચતું કરાવવું જોઇએ:—

આવકનું પત્રક.

(અ) જે શખસને 'પગાર' એ સદર હેઠળ, ઠરાવવામાં આવે તેવી કર આકારવાજોગ કોઇપણ આવકની રકમ, પ્રસંગ પ્રમાણે, સદરહુ અધિકારી, કંપની, સમાજ, મંડળી અથવા ખાનગી કામે રાખનાર પાસેથી સદરહુ માર્ચ મહિનાની ૩૧ મી તારીખે મળતી હોય અથવા તે તારીખે પુરા થતાં વર્ષ દરમિયાન મળી હોય તે દરેક શખસનું નામ તથા જાણી શકાય તેટલે સુધી તેનું સરનામું;

(બ) એવા દરેક શખસને મળેલી એવી આવકની રકમ, અને

જે વખતે અથવા વખતોએ તે આપવામાં આવી હોય તે વખત અથવા વખતો;

(ક) એવા દરેક શખસની આવકમાંથી આવકના કરના સંબંધમાં કાપી લીધેલી રકમ.

પત્રકનો નમુનો કાનુન ૧૭ માં આપ્યો છે. રૂ. ૧૫૦૦ ની કર આકારવા જોગ આવક તથા તે ઉપરાંતની આવક હોય તે શખસોનીજ હકીકત સઘળા નોકરીએ રાખનારે દાખલ કરવાની ફરજ છે. (જુઓ કાનુન ૧૬). પત્રક નહીં મોકલનાર કલમ ૫૧ (ક) પ્રમાણે શિક્ષાને પાત્ર થશે.

આવકનું પત્રક.

૨૨. (૧) દરેક કંપનીના મુખ્ય અમલદારે પાછલા વર્ષ દરમિયાન કંપનીની કુલ આવકનું, ઠરાવેલા નમુના પ્રમાણેનું તથા તે ખરૂં છે એમ ઠરાવેલી રીતે કરેલા એકરારવાળું પત્રક તૈયાર કરવું જોઇએ અને દર વર્ષે જુન મહિનાની ૧૫ મી તારીખે અથવા તે પહેલાં ઇન્કમટેક્સ ઓફિસરને પુરૂં પાડવું જોઇએ;

(૧) પત્રકનો નમુનો કાનુન ૧૮ માં આપેલો છે (૨) પત્રક માગવા ઇં. ટે. ઓફીસરે નોટીશ કાઢવાની જરૂર નથી.

પણ એવું ઠરાવ્યું છે કે ઇન્કમટેક્સ ઓફિસર, પોતાની મુનસફી પ્રમાણે, કોઇપણ કંપની અથવા કોઈપણ વર્ગની કંપનીના સંબંધમાં, પત્રક પહોંચાડવાની તારીખ લંબાવવાને મુખત્યાર છે.

(૨) ઇન્કમટેક્સ ઓફિસરના મત પ્રમાણે જે શખસની કુલ આવક તેને આવક ઉપરના કરને પાત્ર કરે એટલી રકમની હોય એવા કંપની શિવાયના બીજા કોઇપણ શખસની બાબતમાં, ઇન્કમટેક્સ ઓફિસર, તેનાપર એક નોટિસ કાઢીને, તે નોટિસમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવી ઓછામાં ઓછા ત્રીસ દિવસની મુદતની અંદર, (નોટિસમાં ઠરાવવામાં આવે તેવી બીજી વિગતો સુદ્ધાં) પાછલા વર્ષ દરમિયાનની તેની કુલ આવકનું, ઠરાવેલા નમુના પ્રમાણેનું અને તે ખરૂં છે એમ ઠરાવેલી રીતે કરેલા એકરારવાળું, પત્રક પુરૂં પાડવાનું ફરમાવવાને મુખત્યાર છે.

પત્રક પર જાતે સહી કરવાની છે. પત્રકનો નમુનો કાનુન ૧૯ માં આપ્યો છે (૨) આ બન્ને પેટા કલમ પ્રમાણે પત્રક નહી મોકલનાર કલમ ૫૧ (ક) પ્રમાણે સજાને પાત્ર થાય છે. અને કલમ ૩૦ ના ઠરાવથી આકારણીના સંબંધમાં અપીલ ચાલશે નહી. પણ કલમ ૨૭ જોવી.

(૩) પેટા-કલમ (૧) અથવા પેટા-કલમ (૨) થી અથવા તેની રૂએ આપેલી મુદ્દતની અંદર કોઇ શખસે પત્રક પુરૂં પાડયું ન હોય, અથવા તે પેટા-કલમોમાંની કોઈ એકની રૂએ પત્રક પુરૂં પાડયા પછી, તેને તેમાં કાંઈ રહી ગયાનું અથવા ખોટો એકરાર કર્યાનું જણાય તો, આકારણી થયા પહેલાં કોઇપણ વખતે, પ્રસંગ પ્રમાણે, પત્રક અથવા સુધારેલું પત્રક પુરૂં પાડવાનો અધિકાર છે, અને એવી રીતે કરેલું કોઈપણ પત્રક, આ કલમની રૂએ યોગ્ય વખતની અંદર કરેલું પત્રક છે એમ ગણવું.

આ પેટા કલમ નવી છે અને તે પ્રમાણે પત્રક મોકલે તો કલમ ૫૧ પ્રમાણે દંડ ન થાય અને કલમ ૨૮ પ્રમાણે શિક્ષાને પાત્ર થાય નહીં.

(૪) ઇન્કમટેકસ ઓફિસર, કોઇ કંપનીના મુખ્ય અમલદાર અથવા કોઇ શખસ કે જેના ઉપર પેટા-કલમ (૨) ની રૂએ નોટિસ બજાવવામાં આવી હોય તેના ઉપર, નોટિસમાં નિર્દિષ્ટ કરેલી તારીખે, પોતાને યોગ્ય લાગે તેવા હિસાબો અથવા દસ્તાવેજો રજુ કરવાનું અથવા કરાવવાનું ફરમાવનારી નોટિસ બજાવવાને મુખત્યાર છે.

(૧) આ પેટા કલમ પ્રમાણે ઓફિસર હિસાબો અથવા દસ્તાવેજ રજુ કરવાને ફરમાવી શકે છે. પત્રક મોકલ્યું હોય કે નહિ મોકલ્યું હોય તો પણ હીસાબો મંગાવી શકે છે પત્રક મોકલ્યુ હોય છતાં પણ ઓફીસર હિસાબો પત્રકના ખરાપણાની ખાત્રી કરવા મંગાવી શકે છે. ઇ. ટે. ઓફિસરો હિસાબના ચોપડા યોગ્ય મુદત કરતા વધારે વખત અટકાવે એ યોગ્ય નથી અને વ્યાજબી કારણ વગર લાંબા વખત સુધી ઇ. ટે. ઓફીસરો અટકાવી નહી રાખે એવા પગલાં ઇનકમટેક્ષ કમિશનરે લેવાં જોઇએ. એવા હુકમ દાખલા તરીકે જ્યારે કમીશનરે પસંદ કરેલા એકાઉંટંટે નફાટોટાનું પત્રક ખરું ત્યા પુરેપુરૂં

છે એવો દાખલો આપ્યો હોય ત્યારે તેથી વીરૂદ્ધ હકીકત ન જોવામાં આવે તો તે પત્રકમાં લખેલી હકીકત ખરેખરી અને પુરેપુરી છે એવી રીતે તે પત્રક કબુલ રાખવું જોઇએ જો કે કેટલાક આંકડા બાબત ઇ. ટે. કલેકટર વારંવાર વીગત માગશે જે આપવી.

(૨) આ પેટા કલમ પ્રમાણે માંગેલા હિસાબ અથવા દસ્તાવેજ રજુ કરવાનું કોઇ કરને પાત્ર શખસ ચુકે તો કલમ ૫૧(ડ) પ્રમાણે શિક્ષા ને પાત્ર થાય છે અને વળી આ પેટા કલમને કલમ ૨૩ (૪) કલમ ૩૦ (૧) સાથે વાંચતા કોઇપણ શખસ શરતો પાળવાનું ચુકે તો પછી પત્રક મોકલ્યું હોય કે નહી હોય તો પણ થયલી આકારણી પર કલમ ૩૦ પ્રમાણે અપીલ કરી શકે નહી એટલે તેની સ્થીતી પત્રક નહી મોકલ્યાથી થાય તેવીજ થાય અને ત્યારે જો કલમ ૨૭ પ્રમાણે કારણ બતાવવામાં આવે તોજ તે કલમ પ્રમાણે કરની આકારણી રદ કરાવી શકાય એ શીવાય બીજો ઇલાજ રેહેશે નહીં.

પણ એવું ઠરાવ્યું છે કે ઈન્કમટેક્સ ઓફિસરે, પાછલા વર્ષના પહેલાનાં ત્રણ વર્ષ કરતાં વધારે મુદતના હિસાબો રજુ કરવાનું ફરમાવવું નહીં.

જાણી બુજીને ખોટુ પત્રક ભર્યું સાબીત થાય તો પીનલ કોડની કલમ ૧૭૭ અથવા ૧૮૨ પ્રમાણે કામ ચાલશે (જુઓ કલમ ૫૨) અથવા કલમ ૨૮ પ્રમાણે શિક્ષાની આકારણી થશે.

આ પેટા કલમ સાથે કલમ ૩૪ તથા ૩૫ વાંચવી.

કર આકારવા બાબત.

૨૩. (૧) જો ઇન્કમટેક્સ ઓફીસરની એવી ખાતરી થાય કે ૨૨ મી કલમ મુજબ કરેલું પત્રક ખરૂં તથા પુરેપુરૂં છે તો, તેણે કરને પાત્ર હોય તે શખસની કુલ આવક આકારવી અને એવા પત્રકના આધારે તેણે આપવાની રકમ ઠરાવવી.

(૨) ૨૨ મી કલમ મુજબ કરેલું પત્રક ખોટું અથવા અપૂર્ણ છે એમ માનવાને ઈન્કમટેક્સ ઓફિસરને કારણ હોય તો ઇન્કમટેક્સ ઓફિસર, જે શખસે તે પત્રક કર્યું હોય તે શખસના ઉપર એક નોટિસ કાઢીને તેમાં જણાવેલી તારીખે, તેને પોતાની ઓફીસમાં હાજર થવાનું, અથવા પત્રકની પુષ્ટિમાં કરને પાત્ર હોય તે શખસ જે પુરાવા ઉપર આધાર રાખતો

હોય તે પુરાવા રજુ કરવાનું અથવા રજુ કરાવવાનું ફરમાવવાને મુખત્યાર છે.

આ પેટા કલમ, કરને પાત્ર શખસને હાજર રાખવાની અને પુરાવો રજુ કરાવવાની સત્તા આપવાની છે. જો તેમા ચુકે તો તેને માટે કલમ ૫૧ મા સજા રાખી નથી. પણ તેનાં સ્થીતી પણ પત્રક નહી મોકલ્યાથી થાય તેવીજ થાય એટલે અપીલ થાય નહી. કલમ ૬૧ પ્રમાણે પ્રતિનિધીથી હાજર થઇ શકાય છે.

(૩) પેટા-કલમ (૨) મુજબ કાઢેલી નોટિસમાં લખેલી તારીખે અથવા તે પછી બની શકે તેટલા જલદી, ઇન્કમટેકસ ઓફિસરે કરને પાત્ર હોય તે શખસ જે પુરાવા રજુ કરે તે તથા નિર્દિષ્ટ કરેલી બાબતોના સંબંધમાં પોતાને જોઈયે તેવા બીજા પુરાવા લીધા પછી, લેખી હુકમ કાઢીને, કરને પાત્ર હોય તે શખસની કુલ આવક ઉપર કર આકારવો, અને એવી આકારણીને આધારે, કરને પાત્ર હોય તે શખસે આપવાની રકમ નકકી કરવી.

આ પેટા કલમ પ્રમાણે ઇ. ટે. ઓફીસરને આકારણીના સંબંધમાં પોતાને જોઇએ તેવા પુરાવા મેળવવાની સત્તા છે અને કલમ ૩૭–૩૮ પ્રમાણે પુરાવો લેવાનો અને માહિતિ મંગાવવાનો અધિકાર છે.

(૪) જો કોઈપણ કંપનીનો મુખ્ય અમલદાર અથવા બીજો કોઇપણ શખસ, પ્રસંગ પ્રમાણે, કલમ ૨૨ ની પેટા-કલમ (૧) અથવા પેટા-કલમ (૨) મુજબ પત્રક મોકલવાનું ચુકે, અથવા તેજ કલમની પેટા-કલમ (૪) મુજબ કાઢેલી નોટીસની સઘળી શરતો પાળવાનું ચુકે અથવા, પત્રક મોકલ્યા પછી, આ કલમની પેટા-કલમ (૨) મુજબ કાઢેલી નોટીસની સઘળી શરતો પાળવાનું ચુકે તો, ઇન્કમટેકસ ઓફિસરે, પોતાની ઉત્તમ બુદ્ધિ પ્રમાણે, કર આકારવો.

આ કલમ પ્રમાણેના ઠરાવની નકલ કંઇપણ ફી લીધા વગર આપવાની છે. (સી. ફ઼ા. રી.)

૨૪. (૧) જ્યારે કોઈપણ કરને પાત્ર હોય તે શખસને ૬ ઠી કલમમાં જણાવેલા કોઈપણ સદર હેઠળ નફા અથવા કમાઈમાં કોઈપણ વર્ષમાં ખોટ જાય ત્યારે, કોઈપણ બીજા સદર હેઠળની તેની તે વર્ષની આવક, નફા અથવા કમાઈમાંથી તેની ખોટની રકમ બાદ કરાવવાનો તેને હક રહેશે.

કુલ આવક ગણતી વખતે ખોટની રકમ બાદ કરવા બાબત.

આ કલમ પ્રમાણે કોઈ સદરે થયલી ખોટ બીજા સદરે થયલા નફામાંથી બાદ થશે. સને ૧૯૧૮ના કાયદામાં આટલો સુધારો કર્યો છે.

(૨) જ્યારે કોઇ કરને પાત્ર હોય તે શખસ એકાદી નોંધાયલી પેઢી હોય અને થયેલું નુકસાન પેટા-કલમ (૧) ની રૂયે સર્વાંશે બાદ કરી શકાય એમ ન હોય ત્યારે, જે નુકસાનની બાબતમાં એવી પેઢીના કોઇ સભાસદે કર આપવાનો હોય તે નુકસાન જે વર્ષમાં થયું હોય તે વર્ષની કોઇપણ આવક, નફા અથવા કમાઈમાંથી સદરહુ પેઢીમાંના તેના ભાગના પ્રમાણસરની નુકસાનની રકમ અત્યાર આગમચ બાદ કરવામાં આવી ન હોય તેટલી રકમ, બાદ કરાવવાનો તેને હક છે એમ ગણવું.

આ પેટા કલમ પ્રમાણે નોંધાયલી પેઢીના ભાગીદારને લાભ એ થયો છે કે પેઢીને એક સદરે નુકસાન એટલું થયું હોય કે બીજે સદરે આવક થઇ હોય છતાં એકંદરે નુકસાન હોય તો પણ તે ભાગીદારની જુદી આવક હોય તો તેમાંથી તેના ભાગના પ્રમાણસરની નુકસાનીની રકમ બાદ કરાવાશે.

૨૫. (૧) જ્યારે સને ૧૯૨૨ ના માર્ચ મહિનાની ૩૧મી તારીખ પછી, શરૂ કરેલો કોઇપણ ધંધો રોજગાર, પેશો અથવા ઉદ્યમ કોઇપણ વર્ષમાં બંધ કરવામાં આવે ત્યારે, પાછલા વર્ષની આખર અને એવી રીતે બંધ કરવાને આવ્યાની તારીખની વચ્ચેની મુદતની આવક, નફા અથવા કમાઈના ધોરણ ઉપર, પાછલા વર્ષની આવક, નફા

ધંધો રોજગાર બંધ કર્યો હોય ત્યારે કરની આકારણી.

અથવા કમાઇના ધોરણુ ઉપર, કાંઈપણુ આકારણી કરી હોય તો તે, ઉપરાંત તે વર્ષની આકારણી કરવી.

જુઓ હે. કા. નિ. નો પેરેગ્રાફ ૨જો. જો કે ધંધો બંધ થયલા વર્ષની આવકનો કર ત્યાર પછીના સાલમાં લેવાનો થાય છે છતાં આ કલમમાં તેજ વખતે આકારવાની સત્તા આપવામાં આવી છે. જે સાલમાં આકારણી થાય તે સાલનો આકારણીનો દર લાગુ થશે.

(૨) એવો કોઇપણુ ધંધો રોજગાર, પેશો અથવા ઉદ્યમ બંધ કરનાર કોઇપણુ શખસે ઇન્કમટેકસ ઓફિસરને પોતાના એવી રીતે બંધ કરવા બાબતની ૧૫ દિવસની અંદર નોટીસ આપવી, અને આ પેટા-કલમની રૂયે ઠરાવેલી નોટીસ આપવાનું કોઇપણુ શખસ ચુકે તો, ઇન્કમટેકસ ઓફિસર એવું ફરમાવવાને મુખત્યાર છે કે, તે ધંધો રોજગાર, પેશો અથવા ઉદ્યમ બંધ કર્યાની તારીખ સુધી તેની કાંઇપણુ આવક, નફો અથવા કમાઇના સંબંધમાં જે કાંઇ કર પાછળથી આકારવામાં આવે તે કર કરતા વધારે ન હોય તેટલી રકમ શિક્ષા તરીકે તેની પાસેથી વસુલ કરવી.

ધંધો બંધ કર્યા પછી પંદર દીવસની અંદર નોટીસ આપવાનું આ કલમમાં છે (જુઓ સી. ક. રીપોર્ટ) અને તે તા. ૩૧ માર્ચ ૧૯૨૨ પછી શરૂ કરેલા અને પછીથી બંધ થયલાનેજ લાગુ છે.

(૩) જ્યારે જે કોઇપણુ ધંધો રોજગાર, પેશો અથવા ઉદ્યમ આ આકટની શરૂઆત વખતે હયાતીમાં હોય અને જેના ઉપર સને ૧૯૧૮ના હિંદુસ્તાનના આવક ઉપરના કર બાબતના આકટના ઠરાવોની રૂયે કોઇપણુ વખતે આવક ઉપરનો કર લેવામાં આવ્યો હોય, તે ધંધો રોજગાર, પેશો અથવા ઉદ્યમ બંધ કરવામાં આવેલ હોય ત્યારે, પાછલા વર્ષની આખરથી તે એવી રીતે બંધ કર્યાની તારીખ વચ્ચેની મુદતની આવક, નફો અથવા કમાઇની બાબતમાં, કર આપવો પડશે નહીં, અને કરને પાત્ર હોય તે શખસ વધુ એવો દાવો કરવાને મુખત્યાર છે કે પાછલા વર્ષની આવક, નફો તથા કમાઇ, સદરહુ મુદતની આવક, નફો

તથા કમાઇ છે એમ ગણવું. જ્યારે એવો કોઈ દાવો કરવામાં આવે ત્યારે, સદરહુ મુદતની આવક, નફો તથા કમાઇ ઉપર આકારણી કરવી અને, પાછલા વર્ષની આવક, નફો તથા કમાઈની બાબતમાં, એવા આકારણીના ધોરણે આપવાની રકમ કરતાં વધારે કરની રકમ આપી ચુકાઇ હોય તો, તફાવતની રકમ પાછી આપવી જોઇએ.

સી. ક. રી. માં કલમ ૩ ઉપર હકીકત લખી છે તેમાં આ કલમ બાબત ખુલાસો છે.

આ પેટા કલમ પ્રમાણેનો તુટક મુદતનો નફો કરને પાત્ર નથી એટલુંજ નહીં, પણ તે ઉપરાંત તે શખસ, પાછલા વરસનો નફો થયો હોય તેના બદલામાં આ તુટક મુદતના નફા ઉપર આકારણી થવી જોઇએ એવો દાવો કરી શકે છે અને ઇ. ટે. ઓફીસરે આવક પ્રમાણે આકારણી કરી હોય ને વધારે રકમ ભરાઇ ચુકી હોય તો તફાવતની રકમ પાછી આપવી. દાખલા તરીકે પાછલા આખા વરસની આવકનો કર જુલાઇ માસમાં ભરી દીધો હોય અને ડીસેમ્બરમાં ધંધો બંધ થયો હોય તો એપ્રીલથી ડીસેમ્બર સુધીનો કર આપવાનો નથી એટલુંજ નહિ પણ એ એપ્રીલ માસની પહેલાંના ૩૧ માર્ચ સુધીના આખા વરસની પેદાસ ઉપર જુલાઇ માસમાં કર ભરી દીધો હશે તો આ પેટા કલમ પ્રમાણે ઘટાડાની (તફાવતની) રકમ પાછી મળશે. જો તુટક મુદતની આવક પાછલા વરસની આવક કરતાં વધારે હશે તો વધારો ભરવાની વાત આ કલમમાં નથી એમ પેટા કલમ વાંચતાં સમજાય છે.

(૪) જ્યારે પેટા-કલમ (૧) અથવા પેટા-કલમ (૩) મુજબ આકારણી કરવાની હોય ત્યારે, ઇન્કમટેક્સ ઓફિસર, જે શખસની આવક, નફો અથવા કમાઈ ઉપર આકારણી કરવાની હોય તે શખસ ઉપર, અથવા એકાદી પેઢીની બાબતમાં, એવી પેઢી બંધ કરવામાં આવી હોય ત્યારે તેનો સભાસદ હોય એવા કોઇપણ શખસ ઉપર અથવા એકાદી કંપનીની બાબતમાં, તેના મુખ્ય અમલદાર ઉપર, કલમ ૨૨ ની પેટા-કલમ (૨) મુજબની નોટિસમાં દાખલ કરી શકાય એવી સઘળી અથવા કોઇપણ

બાબતોવાળી એક નોટિસ બજાવાવવાને મુખત્યાર છે અને આ આકટના ઠરાવો, શકય હોય તેટલે સુધી, જાણે કે સદરહુ પેટા કલમની રૂયે કાઢેલી તે નોટિસ હોય તે પ્રમાણે લાગુ પડશે.

ધંધા રોજગારની માલીકીમાં ફેરફાર.

૨૬. જ્યારે કોઇ પેઢીના બંધારણમાં કાંઇપણ ફેરફાર થાય અથવા જ્યારે કોઈ શખસ કોઈપણ ધંધા રોજગાર, પેશા અથવા ઉદ્યમ ઉપર બીજાને ઠેકાણે આવ્યો હોય ત્યારે, કર આકારતી વખતે, પ્રસંગ પ્રમાણે, નવી થએલી પેઢી ઉપર, અથવા ધંધો રોજગાર, પેશો અથવા ઉદ્યમ કરતા શખસ ઉપર કર આકારવો જોઇએ.

શખસ શબ્દમાં કંપનીનો સમાસ થાય છે તેથી કંપનીને પણ આ કલમ લાગુ છે. માલકીમાંજ ફેરફાર થયો હોય તો કલમ ૨૫ લાગુ નથી.

જ્યારે કારણ બતાવવામા આવે ત્યારે, કરની આકારણી રદ કરવી.

૨૭. જ્યારે કોઈ કરને પાત્ર હોય તે શખસ અથવા કંપનીની બાબતમાં તેનો મુખ્ય અમલદાર, આમાં હવે પછી ઠરાવ્યું છે તેવી રીતે કાઢેલી માગણીની નોટીસની બજાવણી પછી એક મહિનાની અંદર, ઇન્કમટેકસ ઓફિસરની ખાતરી કરી આપે કે ૨૨ મી કલમ પ્રમાણે મોકલવાનું પત્રક પુરતાં કારણોને લીધે તે મોકલી શકયો ન હતો અથવા તો ૨૨ મી કલમની પેટા-કલમ (૪) અથવા ૨૩ મી કલમની પેટા-કલમ (૨) મુજબની નોટીસ તેને પહોંચી ન હતી, અથવા તો છેલ્લી જણાવેલી નોટીસોની શરતો પાળવાની તેને વાજબી તક મળી ન હોતી, અથવા પુરતાં કારણોને લીધે તે તે પાળી શકયો ન હતો તો, ઇન્કમટેકસ ઓફિસર કરની આકારણી રદ કરવાંને તથા ૨૩ મી કલમના ઠરાવો મુજબ નવેસરથી કર આકારવાનું શરૂ કરવાને મુખત્યાર છે.

(૧) સી. ક. રી. માં ઇનકમટેકસ ઓફીસરે આકારણી રદ કરવીજ જોઇએ એમ છે અને તે પ્રમાણે અંગ્રેજી કાયદામાં પણ છે (૨) જો

નવેસરથી આકારણી ન કરે તો અપીલ કરી શકાશે. આ કાયદાનો અમલ દયાપૂર્વક કરવાનો છે અને પત્રક ભરવામાં કરને પાત્ર સખસને મદદ કરવી જોઇએ.

આવક છુપાવવા માટે શિક્ષા.

૨૮. (૧) આ આકટની રૂયે કરવાના કોઇ કામકાજ દરમિયાન ઇનકમટેકસ ઓફિસરની, આસિસ્ટન્ટ કમિશનરની અથવા કમિશનરની એવી ખાતરી થાય કે કરને પાત્ર હોય તે શખસે, પોતાની આવકની વિગત છુપાવી છે, અથવા તેણે જાણીજોઇને એવી આવકની ખોટી વિગતો પુરી પાડી છે, અને તેમ કરીને ખરી આવકની રકમથી ઓછી રકમ જણાવી છે તેઃ, તે એવું ફરમાવવાને મુખત્યાર છે કે કરને પાત્ર હોય તે શખસે તેણે આપવાના આવક ઉપરના કર ઉપરાંત, તેણે જણાવેલી આવક ખરી આવક તરીકે કબુલ કરવામાં આવી હતે તો જે આવક ઉપરના કરની રકમ તેને આપવી નહીં પડતે તેના કરતાં વધારે ન હોય એટલી રકમ, શિક્ષા તરીકે આપવી;

ખોટી વીગત પુરી પાડી હોય તો તે જાણી જોઇને પુરી પાડી છે એવો પુરાવો થવો જોઇએ.

પણ એવું ઠરાવ્યું છે કે કરને પાત્ર હોય તે શખસનું કહેવું સાંભળ્યા શિવાય, અથવા તેને જે કહેવું હોય તે કહી સંભળાવવાની યોગ્ય તક આપ્યા શિવાય, એવો કોઇપણ હુકમ કરવો નહિ;

વળી એમ ઠરાવ્યું છે કે, જે હકીકતો ઉપર આ કલમ મુજબ શિક્ષા રૂપે કર નાંખવામાં આવ્યો હોય તેજ હકીકતોના સંબંધમાં, આ આકટની વિરૂદ્ધના કોઇપણ ગુન્હા માટે કામ ચલાવવું નહિ.

(૨) જે આસિસ્ટન્ટ કમિશનર અથવા કમિશનરે પેટા કલમ (૧) મુજબ હુકમ કર્યો હોય તેણે તે હુકમની નકલ ઇન્કમટેકસ ઓફિસરને તાબડતોબ મોકલી આપવી.

**૨૯. જ્યારે ઈનકમટેક્સ ઓફિસરે, કલમ ૨૩ મુજબ, કરને પાત્ર હોય તે શખસે આપવાની રકમ નક્કી કરી હોય, અથવા જ્યારે, શિક્ષાની રકમ આપવા માટે કલમ ૨૫ ની પેટા-કલમ (૨) અથવા કલમ ૨૮ મુજબ હુકમ કરવામાં આવ્યો હોય ત્યારે તેણે, એવી રીતે આપવાની રકમ નિર્દિષ્ટ કરીને, ઠરાવેલા નમુના પ્રમાણેની માગણીની નોટિસ, કરને પાત્ર હોય તે શખસ ઉપર બજાવવી.**

માગણીની નોટિસ.

માગણીની નોટીસનો નમુનો કાનુન ૨૦ માં આપ્યો છે.

૩૦. (૧) કરને પાત્ર હોય તે શખસ પોતાના ઉપર કલમ ૨૩ અથવા કલમ ૨૭ મુજબ આકારેલા કરની રકમ અથવા આકારેલા કરના દર સામા વાંધો લે અથવા આ આક્ટ મુજબ પોતે કરને પાત્ર નથી એમ કહે અથવા કલમ ૨૭ મુજબની ફરી આકારણી કરવા માટેની ઈન્કમટેક્સ ઓફિસરે ના પાડી હોય તે સામા અથવા ઇન્કમટેક્સ ઓફિસરે કલમ ૨૫ ની પેટા-કલમ (૨) અથવા કલમ ૨૮ મુજબ તેની સામા હુકમ કર્યો હોય તેની સામા વાંધો લે તો, સદરહુ આકારણી અથવા એવી ના પાડયાની અથવા હુકમની સામા આસિસ્ટન્ટ કમિશનરને અપીલ કરવાને તે મુખત્યાર છે.

આ આક્ટ મુજબ આકારેલા કર સામા અપીલ.

પણ એવું ઠરાવ્યું છે કે કલમ ૨૩ની પેટા-કલમ (૪)ની રૂયે અથવા તે પેટા-કલમ તથા કલમ ૨૭ સાથે વાંચીને કરેલી આકારણીના સંબંધમાં એવી કોઇપણ અપીલ ચાલશે નહિ.

(૨) સાધારણ રીતે સદરહુ અપીલ, પ્રસંગ પ્રમાણે, જે આકારણી અથવા શિક્ષા સામે વાંધો લેવામાં આવ્યો હોય તેને લગતી માગણીની નોટિસ મળ્યાના ત્રીસ દિવસની અંદર અથવા કલમ ૨૭ મુજબ નવી આકારણી કરવાની ના પાડયાની તારીખના ત્રીસ દિવસની અંદર કરવી જોઇએ; પણ અપીલ કરનારને તે

મુદતની અંદર નહિં મોકલવાનું પુરતું કારણ હતું એમ આસિસ્ટન્ટ કમિશનરની ખાત્રી થાય તો, તે મુદત વીતી ગયા બાદ ત અપીલ લેવાને તે મુખત્યાર છે.

(૩) અપીલ ઠરાવેલા નમુના પ્રમાણે હાવી જોઇએ અને તે ખરી છે એવો તેમાં ઠરાવેલી રીતે એકરાર કરેલો હોવો જોઈએ.

અપીલનો નમુનો કાનુન ૨૧ માં આપ્યો છે.

અપીલની સુનાવણી.

૩૧. (૧) આસિસ્ટન્ટ કમિશનરે, અપીલની સુનાવણી માટે દિવસ અને જગા મુકરર કરવા જોઇએ અને સુનાવણી વખતો વખત મુલતવી રાખવાને તે મુખત્યાર છે.

(૨) કોઇપણ અપીલ નિકાલ કર્યા પહેલાં, આસિસ્ટન્ટ કમિશનર પોતાને યોગ્ય લાગે તેવી વધુ તપાસ કરવાને અથવા ઈન્કમટેક્સ ઓફિસર પાસે વધુ તપાસ કરાવવાને મુખત્યાર છે.

(૩) અપીલનો નિકાલ કરવામાં. આસિસ્ટન્ટ કમિશનર, આકારણીના હુકમની બાબતમાં,

(અ) આકારણી કાયમ રાખવાને, ઓછી કરવાને, વધારવાને અથવા રદ કરવાને, મુખત્યાર છે, અથવા

(બ) આકારણી રદ કરવાને તથા ઈન્કમટેક્સ ઓફિસરને યોગ્ય લાગે તેમ અથવા આસિસ્ટન્ટ કમિશનર ફરમાવે તેમ વધુ તપાસ કર્યા પછી નવી આકારણી કરવા સારૂ ઇન્કમટેક્સ ઓફિસરને ફરમાવવાને મુખત્યાર છે; અને તે ઉપરથી ઇન્કમટેક્સ ઓફિસરે એવી નવી આકારણી કરવા માંડવી,

અથવા કલમ ૨૫ની પેટા-કલમ (૨) અથવા કલમ ૨૮ અન્વયેના હુકમની બાબતમાં,

(ક) એવો હુકમ કાયમ રાખવાને, રદ કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે અપીલ કરનારને આકારણી વધારવા વિરૂધ્ધ કારણ બતાવવાની વાજબી તક આપ્યા શિવાય, આસિસ્ટન્ટ કમિશનરે એવી આકારણી વધારવી નહીં.

સને ૧૫૧૮ના કાયદામાં પૈસા ભરવાની મુદત પણ હુકમમાં બતાવવાની હતી તે બાબત નવા કાયદામાં રાખી નથી. કલમ ૪૫ માં મુદત આપી છે.

આસિસ્ટન્ટ કમિશનરના હુકમ સામા અપીલ

૩૨ (૧) કલમ ૨૮ અન્વયે આસિસ્ટંટ કમિશનરે પસાર કરેલા હુકમ સામા અથવા કલમ ૩૧ની પેટા-કલમ (૩) અન્વયે તેની આકારણી વધારવાના હુકમ સામા વાંધો લેનાર કોઈપણ કરને પાત્ર હોય તે શખસ એવો હુકમ કરવામાં આવે તેના ત્રીસ દિવસની અંદર કમિશનરને અપીલ કરવાને મુખત્યાર છે.

(૨) અપીલ ઠરાવેલા નમુના પ્રમાણે હોવી જોઈએ અને તે ખરી છે એવો તેમાં ઠરાવેલી રીતે એકરાર કરેલો હોવો જોઈએ.

(૩) અપીલનો નિકાલ કરવામાં કમિશનર, અપીલ કરનારને સાંભળવાની તક આપ્યા પછી, તે ઉપર પોતાને યોગ્ય લાગે તેવો હુકમ પસાર કરવાને મુખત્યાર છે.

ફરી તપાસવાનો અધિકાર.

૩૩. (૧) કમિશનર, પોતાની મેળે, પોતાના તાબા હેઠળના કોઇપણ અમલદારે અથવા કલમ ૫ ની પેટા-કલમ (૪) ની રૂયે આસિસ્ટન્ટ કમિશનરના અધિકાર ચલાવતી વખતે પોતે આ આક્ટની રૂયે જે કાંઇ કામકાજ કર્યું હોય તેના કાગળો મંગાવવાને મુખત્યાર છે.

(૨) સદરહુ કાગળો મળેથી કમિશનર પોતાને યોગ્ય લાગે એવી તપાસ કરવાને અથવા કરાવવાને મુખત્યાર છે અને આ આક્ટના ઠરાવોને પાત્ર, તે ઉપર પોતાને યોગ્ય લાગે તેવા હુકમ પસાર કરવાને તે મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે, કરને પાત્ર હોય તે શખસનું કહેવું સાંભળ્યા શિવાય અથવા તેને જે કહેવું હોય તે કહી સંભળાવવાની તેને વાજબી તક આપ્યા શિવાય, તેણે કરને પાત્ર

હોય તે શખસને નુકસાન કરે એવો કોઈ પણ હુકમ પસાર કરવો નહીં.

ફરી તપાસવાનો અખીતાર સને ૧૯૧૮ના કાયદા મુજબ ચીફ રેવન્યુ ઓથોરીટીને હતો તે હવે મુંબઈ ઇલાકાના ઇનકમટેક્સ કમીશનરને મળ્યો છે.

૩૪. જો કોઈપણ કારણસર કર આકારવાજોગ આવક, નફો અથવા કમાઈ ઉપર કોઈપણ વર્ષમાં કર આકારવો રહી ગયો હોય, અથવા તો ઘણુજ ઓછા દરે કર આકારવામાં આવ્યો હોય તો, ઈનકમટેક્ષ ઓફિસર, તે વર્ષ પુરૂં થયા પછી, એક વર્ષની અંદર કોઈપણ વખતે તેવી આવક, નફા અથવા કમાઈ ઉપર કર આપવાને પાત્ર હોય તે શખસ ઉપર, અથવા કંપનીની બાબતમાં, તેના મુખ્ય અમલદાર ઉપર, ૨૨ મી કલમની પેટા-કલમ (૨) મુજબની નોટીસમાં દાખલ કરી શકાય એવી સઘળી અથવા કોઈપણ જરૂરી બાબતોવાળી નોટીસ બજાવવાને મુખત્યાર છે, અને તે એવી આવક ઉપર કર આકારવાને અથવા ફરી આકારવાને મુખત્યાર છે અને આ આકટના ઠરાવો, શકય હોય તેટલે સુધી, જાણે તે નોટીસ સદરહુ પેટા-કલમ મુજબ કાઢેલી નોટીસ હોય તેમ, તે ઉપરથી લાગુ પડશે.

કર આકારવાનો રહી ગયો હોય એવી આવક

પણ એવું ઠરાવ્યું છે કે, આવક, નફો અથવા કમાઈ, પ્રસંગ પ્રમાણે આકારણી અથવા પુરી આકારણી કરવામાંથી રહી ગએલ ન હોત તો, જે દર પ્રમાણે કર લેવામાં આવ્યો હોત, તે દર પ્રમાણે કર લેવો.

એક વરસની મુદત રાખી છે તે પ્રોસીડીંગ શરૂ કરવાને માટે રાખી છે.

૩૫ (૧) ઇનકમટેકસ ઓફિસર, કરને પાત્ર હોય તે શખસ ઉપર કરેલી કોઈપણ માગણીની તારીખથી એક વર્ષની અંદર કોઈપણ વખતે, પોતાની મેળે, કર આકારવા

ભુલ સુધારવા બાબત.

બાબતના કાગળ ઉપરથી કાંઇ ભુલ માલમ પડે તે સુધારવાને મુખત્યાર છે, અને તેજ મુદતમાં તેવા કરને પાત્ર હોય તે શખસ તરફથી તેની જાણુમાં લાવવામાં આવે તેવી કોઇપણ ભુલ તેણે સુધારવીઃ

પણ એવું ઠરાવ્યું છે કે, એવી ભુલ સુધારવાથી કરની આકારણીમાં વધારો થતો હોય ત્યારે ઇન્કમટેકસ ઓફિસરે પોતાના તેમ કરવાના ઇરાદાની નોટીસ કરને પાત્ર હોય તે શખસને આપ્યા શિવાય તથા તેને સાંભળવાની વાજબી તક આપ્યા શિવાય, તેવી ભુલ સુધારવી નહીં.

(૨) જ્યારે એવી કોઇપણ ભુલ સુધારવાથી કરની આકારણીમાં ઘટાડો થતો હોય ત્યારે, ઇન્કમટેકસ ઓફિસરે કરને પાત્ર હોય તે શખસને પાછી આપવાની કોઇપણ રકમ પાછી આપવી જોઇએ.

(૩) જ્યારે એવી કોઇપણ ભુલ સુધારવાથી કરની આકારણીમાં વધારો થતો હોય ત્યારે, ઇન્કમટેકસ ઓફિસરે કરને પાત્ર હોય તે શખસના ઉપર, ઠરાવેલા નમુના મુજબની માગણીની નોટીસ, તેણે આપવાની રકમ તેમાં જણાવીને બજાવવી, અને માગણીની એવી નોટીસ ૨૮ મી કલમની રૂએ કાઢેલી ગણાશે અને આ આકટના ઠરાવો તે પ્રમાણે લાગુ પડશે.

કરની ગણત્રી પાસેમાં પાસેના આનાની રકમ સુધી કરવી.

૩૬. આ આકટની રૂએ, આપવાની કરની રકમ અથવા પાછી આપવાની રકમ નક્કી કરતી વખતે, છ પાઇથી ઓછા હોય એવા આનાના ભાગ ગણવા નહીં, તથા છ પાઇ જેટલો અથવા છ પાઈથી વધારે આનાનો ભાગ ૧ આના તરીકે ગણવો.

૩૭. આ બાબનાં કોઇપણ કારણો સારૂ, ઇન્કમટેકસ ઓફિસર, આસિસ્ટન્ટ કમિશનર, તથા

સોગન ઉપર પુરાવો લેવાનો અધિકાર, વીગેરે

કમિશનરને હેઠળની બાબતોના સંબંધમાં દાવાનો ઈન્સાફ કરતી વખતે, અને ૧૯૦૮ના દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની રૂએ કોર્ટને જે અધિકારો આપેલા છે તે અધિકારો છે, એટલે કેઃ—

(અ) કોઈપણ શખસને હાજર રહેવાની ફરજ પાડવા તથા તેને સોગનપર અથવા એકરારથી તપાસવા બાબત;

(બ) દસ્તાવેજો રજુ કરવાની ફરજ પાડવા બાબત; તથા

(ક) સાક્ષી તપાસવા માટે કમિશનો કાઢવા બાબત;

અને આ બાબ મુજબ, ઈન્કમટેકસ આફિસર, આસિસ્ટન્ટ કમિશનર અથવા કમિશનર આગળ ચાલતુ કોઈપણ કામ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૩મી તથા ૨૨૮મી કલમના અર્થ પ્રમાણે, "ઇન્સાફી મુકદ્દમો" છે એમ સમજવું.

માહિતિ મંગાવવાનો અધિકાર

૩૮. આ આકટનાં કારણો સારૂ, ઇન્કમટેકસ ઓફિસર અથવા આસિસ્ટન્ટ કમિશનર,—

(૧) કોઇપણ પેઢી અથવા અવિભકત હિંદુ કુટુંબને, પ્રસંગ પ્રમાણે, પેઢીના સભાસદોનું અથવા કુટુંબના મેનેજર અથવા પુખ્ત ઉમરના પુરૂષોનું તથા તેમના સરનામાનું પત્રક પુરૂં પાડવાનું ફરમાવવાને,

(૨) જે કોઇપણ શખસને ટ્રસ્ટી, વાલી અથવા મુખત્યાર માનવાને પોતાને કારણ હોય તેને, જે શખસોનો તે ટ્રસ્ટી, વાલી અથવા મુખત્યાર હોય તેમનાં નામ તથા સરનામાનું પત્રક પુરૂં પાડવાનું ફરમાવવાને,

મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે પત્રક નહી મોકલનાર કલમ ૫૧ (ક) પ્રમાણે શિક્ષાને પાત્ર થાય છે.

**૩૯. ઇનકમટેક્સ ઓફિસરને અથવા આસિસ્ટન્ટ કમિશનરને અથવા ઇનકમટેકસ ઓફિસરે અથવા આસિસ્ટન્ટ કમિશનરે આ અર્થે લેખી અધિકાર આપેલા કોઇપણ શખસને, કોઇપણ કંપનીના સભાસદોનું, ડિબેન્ચરો**

કોઇપણ કંપનીના સભાસદોનું રજીસ્ટર તપાસવાનો અધિકાર.

**ધારણ કરનારાઓનું અથવા ગીરો રાખનારાઓનું રજીસ્ટર તપાસવાનો, તથા જરૂર હોય તો, રજીસ્ટરની અથવા એવા રજીસ્ટરમાંની કોઈ નોંધની, નકલો લેવાનો અથવા લેવડાવવાનો અધિકાર છે.**

(૧) રેલ્વે સત્તાવાળા અધિકારી પાસેથી છુટા છુટા કર ભરનારના સંબંધની હકીકત મંગાવી શકાય પણ આખું પત્રક મંગાવી શકાય નહી. રેલવેની ચોપડીઓ પુરાવામાં મંગાવી શકાય.

(૨) કોઇ કંપની પાસેથી શેર હોલ્ડરનું નામ તથા ઠેકાણાનું પત્રક મંગાવી શકાય નહીં પણ કલમ ૩૯ પ્રમાણે રજીસ્ટર તપાસવાનો તથા નકલ લેવાનો અધિકાર છે. તે બાબત કંઈ ફી આપવાની નથી.

(૩) મુસદામાં જે જે માણસોને રકમો આપી હોય તેની ખબર કર ભરનારે આપવા બાબત માગણી કરવાનું લખ્યું હતું પણ સીલેકટ કમીટીએ તે ઠરાવ દાખલ કર્યો નહી કેમકે જો કોઇ કરને પાત્ર શખસ અપાયલી રકમનો પુરાવો નહી આપે તો તે રકમની છુટ નહિ આપવા ઈનકમટેકસ ઓફીસરને પુરતી સત્તા છે.

(૪) આ કલમ પ્રમાણે તપાસ કરવા નહી દે તે શખસ ૫૧ (ઘ) પ્રમાણે શિક્ષાને પાત્ર છે.

---

## બાબ ૫ મો.

## વિશેષ બાબતોમાં કરની પાત્રતા.

**૪૦ જે કોઇપણ શખસ સગીર હોય, ગાંડો હોય અથવા બેવકુફ હોય અથવા બ્રિટિશ હિંદુસ્તાનની બહાર રહેતો હોય ( આ સઘળા શખસોનો આ કલમમાં હવે પછી હિતાધિકારી એ સંજ્ઞામાં સમાવેશ કરેલો છે ) તે શખસના જે કોઈપણ**

વાલીઓ, ટ્રસ્ટીઓ તથા મુખત્યારો.

વાલી, ટ્રસ્ટી અથવા મુખત્યારને એવા હિતાધિકારીના વતી, આ આક્ટ મુજબ કર આકારવાજોગ કાંઈપણ આવક, નફો અથવા કમાઈ મળતી હોય તે વાલી, ટ્રસ્ટી અથવા મુખત્યારની બાબતમાં એવો કોઈપણ હિતાધિકારી પુખ્ત ઉમરનો હોત, સાવધ મનનો હોત અથવાં બ્રિટિશ હિંદુસ્તાનમાં રહેતો હોત અને તેને એવી આવક, નફો અથવા કમાઈ તેને સીધી મળતી હોત, તો તેના ઉપર જેવી રીતે અને જેટલી રકમનો કર આકારવામાં આવતે તથા તેની પાસેથી વસુલ કરવામાં આવતે, તેવીજ રીતે અને તેટલોજ કર, પ્રસંગ પ્રમાણે સદરહુ વાલી, ટ્રસ્ટી અથવા મુખત્યારના ઉપર આકારવામાં આવશે તથા તેની પાસેથી વસુલ કરવામાં આવશે અને આ આક્ટના સઘળા ઠરાવો તે મુજબ લાગુ પડશે.

ટ્રસ્ટના સંબંધમાં ટ્રસ્ટી તથા હિતાધીકારી બન્ને ઉપર કર દાખલ થઇ શકતો નથી કેમકે તેમ થવાથી બેવડી આકારણી થાય. ખાસ આ કલમમાં બતાવેલા ટ્રસ્ટીઓજ પાત્ર થાય અને ત્યારે હિતાધીકારીના પર કર લેવાનો નથી.

૪૧. કોર્ટસ ઓફ વોર્ડઝ, એડમિનિસ્ટ્રેટર્સ જનરલ, ઓફિશિયલ ટ્રસ્ટીઓ અથવા કોર્ટથી અથવા કોર્ટના કોઇપણ હુકમથી નીમાયલા કોઈપણ રીસીવર અથવા મેનેજર (બીજાની વતી મિલકતનો ખરેખરો વહિવટ કરનાર કોઈપણ શખસ, પછી તેને ગમે તે નામ આપ્યું હોય છતાં તે સુદ્ધાં)ને, આ આક્ટ મુજબ કર આકારવાજોગ જે આવક, નફો અથવા કમાઈ મળતી હોય તેની બાબતમાં, જે શખસની વતી એવી આવક, નફો અથવા કમાઈ મળતી હોય તે શખસના ઉપર, જેવી રીતે અને જેટલી રકમનો કર આકારવામાં આવતે, અને તેની પાસેથી વસુલ કરવામાં આવતે, તેવીજ રીતે અને તેટલી રકમનો કર, સદરહુ કોર્ટ ઓફ વોર્ડઝ, એડમિનિસ્ટ્રેટર જનરલ, ઓફિશિયલ ટ્રસ્ટી, રીસીવર અથવા મેનેજરના ઉપર આકારવામાં

કોર્ટસ ઓફ વોર્ડઝ વગેરે

આવશે તથા તેની પાસેથી વસુલ કરવામાં આવશે અને આ આકટના સઘળા ઠરાવો તે મુજબ લાગુ પડશે.

(બ્રિટિશ હિંદુસ્તાનમાં) નહિ રહેનારા.

૪૨. (૧) બ્રિટિશ હિન્દુસ્તાનની બહાર રહેનારા કોઇપણ શખસની બાબતમાં, બ્રિટિશ હિન્દુસ્તાનમાં કોઇપણ ધંધા રોજગારને અથવા મિલકતને લગતા કાંઇપણ સંબંધને લીધે અથવા સંબંધ ઉપરથી, પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે તેને મળતો સઘળો નફો અથવા થતી સઘળી કમાઇને, બ્રિટિશ હિન્દુસ્તાનમાં મળતી અથવા થતી આવક ગણુવામાં આવશે, અને એવા કોઈપણુ શખસના મુખત્યારના નામથી, તે ઉપર આવકનો કર આકારવામાં આવશે, અને એવા મુખત્યારને, આ આકટનાં સઘળાં કારણુ સારૂ, એવા આવક ઉપરના કરના સંબંધમાં, કરને પાત્ર હોય તે શખસ ગણુવામાં આવશે.

બ્રીટીશ હીંદુસ્તાનની બાહારના શખસને પણ કલમ ૪ (૧) પ્રમાણે તેને બ્રીટીશ હીંદુસ્તાનમાં થતી, ઉત્પન્ન થતી અથવા મળતી આવક ઉપર કરને પાત્ર ગણેલ છે. એવા શખસને મળતા પગારમાંથી તથા સીકયુરીટીના વ્યાજમાંથી ઇનકમટેકસ પરભાર્યો કપાઇ જશે અને તેના ધંધા તથા ધંધારોજગાર વગેરે બીજા સાધનથી ઉત્પન્ન થતી આવક ઉપર આ પેટા કલમ પ્રમાણે તેના મુખત્યારના નામથી કર આકારવામાં આવશે.

પણુ એવું ઠરાવ્યું છે કે, બ્રિટિશ હિંદુસ્તાનમાં નહિ રહેનારા સદરહુ શખસની બ્રિટિશ હિંદુસ્તાનમાં આવેલી અથવા કોઇપણુ વખતે આવે તે મિલકતમાંથી પણુ, આ આકટના ઠરાવો મુજબ, કરની ચઢેલી કોઈપણુ બાકીની રકમ વસુલ કરવાનો અધિકાર છે.

આ ઠરાવ વસુલાત કરવા બાબત છે અને તેની બ્રીટીશ હિદુસ્તાનની મીલકતમાંથી થશે. અને તે કોઇપણ વખતે વસુલ થશે અને કલમ ૪૬ (૭) ના ઠરાવ આ ઠરાવને બાધ કરતા નથી.

(૨) જ્યારે બ્રિટિશ હિંદુસ્તાનમાં રહેતો નહિ હોય, તથા બ્રિટિશ રૈયત અથવા મલિક મુઆઝમના મુલકમાં સ્થપાયલી

પેઢી અથવા કંપની અથવા તેની શાખા ન હોય, એવો શખસ, બ્રિટિશ હિન્દુસ્તાનમાં રહેતા શખસ સાથે ધંધો રોજગાર ચલાવતો હોય, અને પ્રસંગ પ્રમાણે, ઈન્કમટેક્સ ઓફિસર અથવા આસિસ્ટંટ કમિશનરને એમ માલમ પડે કે ( બ્રિટિશ હિન્દુસ્તાનમાં ) રહેનારા અને ( બ્રિટિશ હિન્દુસ્તાનમાં) નહિ રહેનાર શખસો વચ્ચે ગાઢા સંબંધને લીધે તથા (બ્રિટિશ હિંદુસ્તાનમાં) ન રહેનારાનો ( બ્રિટિશ હિંદુસ્તાનમાં ) રહેનારા ઉપર મજબુત અંકુશ રહેતો હોવાને લીધે, તે બેઉ શખસો વચ્ચે ધંધા રોજગારની એવી રીતની ગોઠવણ કરવામાં આવી છે કે જેથી ( બ્રિટિશ હિન્દુસ્તાનમાં ) રહેનારાએ ( બ્રિટિશ હિંદુસ્તાનમાં ) નહિ રહેનારા સાથેના પોતાના સંબંધને લીધે કરેલા ધંધા રોજગારમાં ( બ્રિટિશ હિંદુસ્તાનમાં ) રહેનારાને કાંઇપણ નફો મળતો નથી, અથવા તે ધંધા રોજગારમાં સાધારણ રીતે જે નફાની આશા રાખવામાં આવતી હોય તેના કરતાં ઓછો નફો મળે છે તો, તેમાંથી મળતા નફા ઉપર અથવા તો તેમાંથી વ્યાજબી રીતે જે નફો મળવાનું ગણવામાં આવે તે નફા ઉપર, ( બ્રિટિશ હિન્દુસ્તાનમાં ) રહેનારા શખસના નામથી કર આકારવામાં આવશે અને તે શખસને, આ આકટના સઘળાં કારણો સારૂ, એવા આવક ઉપરના કરના સંબંધમાં કરને પાત્ર હોય તે શખસ ગણવામાં આવશે.

બ્રિટીશ હીંદુસ્તાનની બાહાર રેહેનાર બ્રીટીશ હીંદુસ્તાનમાં ધંધો કરે છે એમ કયારે ગણવું અને કર આકારવા લાયક રકમ કેવી રીતે નકકી કરવી તે બાબતની વ્યાખ્યા આ કાયદામાં આપી નથી પણ તે બાબતમાં કાનુનો ઘડી છે અને તે કાનુનો પ્રમાણે આવકની ગણત્રી કરવામાં આવશે. ( જુઓ કાનુન ૩૩ થી ૩૫ )

દાખલા તરીકે નીચે બતાવેલી રીતથી હીંદુસ્તાનની બાહારના રેહેનારા કરને પાત્ર હોય છે.

(૧) બ્રી. હીંદુસ્તાન બાહારની પેઢીઓની હીંદુસ્તાન માંહેની શાખાઓ—આવી શાખાઓના સંબંધમાં કલમ ૨૨ (૪) તથા ૩૭ પ્રમાણે ઇનકમટેકસ ઓફીસર શાખાની પેઢી ઉપરાંત મુળ પેઢીનું સરવાયું

તથા તથા ટોટાના હીસાબ મંગાવી શકે છે. કેટલીક વખતે હીસાબ ચોક્કસ નક્કી થઇ શકતો નથી તેથી તેની બાબતમાં કાનુન ૩૩ કરવામાં આવી છે.

(૨) બ્રી. હીંદુસ્તાન બાહારની પેઢી સાથે સંબંધ રાખતી હીંદુસ્તાનની પેઢીઓ—આવી પેઢીઓ યુકતીથી કરમાંથી બચી જતી હતી તેમ નહી થવા સારૂ આ કલમની પેટા કલમ ૨ થયલી છે અને તેની બાબત કાનુન ૩૪ કરવામાં આવી છે.

(૩) બ્રી. હિન્દુસ્તાન બાહાર પેઢીના બ્રી. હિન્દુસ્તાનમાં રહેનારા એજન્ટો જેઓ શાખાની પેઢી તરીકે અથવા સંબંધ રાખતી પેઢી તરીકે કામ કરતા ગણી શકાય નહી આવા એજન્ટો ( મુખત્યારો ) કલમ ૪૨ (૧) અને ૪૩ પ્રમાણે પાત્ર થાય છે આમાં ચાલુ એજન્સી રાખીને કામ કરનારાઓ અથવા કોઈ ખાસ એજન્ટ અથવા એજન્ટોથી કામ કરનારાઓનો સમાસ થઇ જાય છે; ફક્ત એટલુંજ કે એજન્સીની કોઇ પણ રીતથી કામ ચાલે છે કે કેમ. સાદી અને ચોખ્ખી રીતે ફકત માલ મોકલવાનુંજ કામ કોઇ એજન્ટ મારફત કરતા હોય તેનો આમાં સમાસ થતો નથી. દરેક દાખલામાં સંજોગો જોઇ આકારણી કરવાની છે. ( હી. સ. ઠ. ફી. ડી. ૧૯૨ એફ. તા. ૨૫-૧-૧૬ )

કોઇ શખસ બીજા શખસ અથવા કંપનીનો એજન્ટ ગણાય કે નહિ તે નીચેની વહેવારૂ બાબત પરથી નક્કી કરી શકાશે.

(૧) આસામી ખાધ અથવા ધંધાનું કધર લ્હેણું કોણ ભોગવે છે.

(૨) માલ વેચાણનો ભાવ કોણ નક્કી કરે છે.

(૪) બ્રીટીશ હિન્દુસ્તાન બાહારની વીમા કંપનીની શાખાની આકારણી બાબત કાનુન ૩૫ કરવામાં આવી છે.

ભરૂચ કોટન જીનીંગ એસોસીએશન—એ એસોસીએશન ફકત નફાની વેહેંચણીના કામ સારૂ એજન્ટો છે. અને તેથી તેના મેમ્બરો જે બ્રીટીશ હીંદુસ્તાન બાહાર રેહેતા હોય તેને મોકલવામાં આવેલી રકમ અને તેવા લોકોએ પાછી વાળેલી રકમો બન્ને કરને પાત્ર છે; પણ મેમ્બરોને મોકલવામાં આવેલી રકમનો એસોશીએશનની પેદાશમાં સમાસ થઇ જાય છે અને રીફંડની રકમ બ્રીટીશ હીંદુસ્તાનના મેમ્બરના હાથમાં આવે ત્યારે કરને પાત્ર થાય છે અને તે રકમ તેની આવકમાં ઉમેરી તેની જુદી આકારણી કરવાની છે. ( સ. કા. આર ડી. ૬૨૪૦ તા. ૧૨-૭-૧૦ )

૪૩. બ્રિટિશ હિન્દુસ્તાનની બહાર રહેનાર કોઇપણ શખસે અથવા તે શખસના વતી, નોકરીએ રાખેલા અથવા એવા શખસની સાથે ધંધા રોજગારનો સંબંધ ધરાવનારા અથવા એવા શખસની આવક, નફો અથવા કમાઇ જેને મળતી હોય એવા જે કોઈપણ શખસ ઉપર, ઇન્કમટેક્સ ઓફિસરે (બ્રિટિશ હિન્દુસ્તાનમાં) નહિ રહેનાર શખસના મુખત્યાર તરીકે ગણવાના પોતાના ઈરાદાની નોટીસ બજાવી હોય તે શખસને, આ આક્ટનાં કારણો સારૂ, એવી તરેહનો મુખત્યાર ગણવામાં આવશે.

મુખત્યારમાં તેવી રીતે ગણેલા શખસોનો સમાવેશ થાય છે.

પણ એવું ઠરાવ્યું છે કે, કોઈપણ માણસને, પોતાની કર ભરવાની પાત્રતા વિષે ઇન્કમટેક્સ ઓફિસર આગળ કહેવાની તેને તક મળ્યા શિવાય (બ્રિટિશ હિંદુસ્તાનમાં) નહિ રહેનારાનો મુખત્યાર ગણવામાં આવશે નહિ.

૪૪. જ્યારે કોઇપણ ધંધો રોજગાર, પેશો અથવા ઉદ્યમ કે જે એકાદી પેઢી ચલાવતી હોય તે બંધ પાડવામાં આવે ત્યારે, એવી પેઢીને એવી રીતે બંધ પાડવામાં આવે ત્યારે જે શખસ તે પેઢીનો સભાસદ હોય તે દરેક શખસ, સદરહુ પેઢીની આવક, નફા તથા કમાઈની બાબતમાં, તે પેઢીએ આપવાના કરની રકમ માટે એકત્ર અને જુદા જુદા જવાબદાર છે એમ સમજવું

બંધ પાડેલી પેઢી અથવા ભાગીદારીની બાબતમાં જવાબદારી.

---

## બાબ ૬ ઠો.

### દંડ તથા કર વસુલ કરવા બાબત.

૪૫. ૨૯મી કલમ મુજબની માગણીની નોટિસમાં અથવા ૩૧મી અથવા ૩૨મી અથવા ૩૩મી કલમ મુજબના હુકમમાં આપવાની તરીકે નિર્દિષ્ટ કરેલી કોઇપણ રકમ સદરહુ

કર ક્યારે આપવાનો તે

નોટીસ અથવા હુકમમાં જે વખત, જે જગ્યા તથા જે શખસ જણાવ્યાં હોય તે વખતની અંદર, તે જગ્યાએ તથા તે શખસને ભરવી જોઇએ; અથવા એવી રીતે કાંઇપણ વખત જણાવ્યો નહિ હોય તો, તે નોટિસ અથવા હુકમની બજાવણીની તારીખ પછીના બીજા મહિનાને પહેલે દિવસે અથવા તે પહેલાં ભરવી જોઇએ; અને કોઈપણ કરને પાત્ર હોય તે શખસ એવી રીતે ભરવાનું ચુકે તો, તેને તકસીરવાન ગણવામાં આવશે; પણ એવું ઠરાવ્યું છે કે, કોઇ કરને પાત્ર હોય તે શખસે ૩૦મી કલમ મુજબ અપીલ કરી હોય ત્યારે, જ્યાંસુધી એવી અપીલનો નિકાલ થાય નહિ ત્યાંસુધી, ઇન્કમટેક્સ ઓફિસર પોતાને વાજબી લાગે તો, તે તકસીરવાન નથી એમ ગણવાને મુખત્યાર છે.

કરની રકમ ભરવાની મુદત આ કલમ પેહેલાંની કોઇ કલમમાં બતાવી નથી તેથી જે મહીનામાં નોટીશ પહોંચી હોય તે મહીના પછીનો એક મહીનો પુરો થયા પછીના બીજા મહીનાની પેહેલી તારીખ સુધીમાં ભરવાની મુદત આ કલમથી ઠેરવી છે.

વસુલ કરવાની રીત અને વખત

૪૬. (૧) આવક ઉપરનો કર ભરવામાં, કરને પાત્ર હોય તે શખસ કસુર કરે ત્યારે, ઇન્કમટેક્સ ઓફિસર, પોતાને વ્યાજબી લાગે તો, બાકીની રકમ ઉપરાંત તે રકમ કરતાં વધારે નહીં હોય એવી રકમ કરને પાત્ર હોય તે શખસ પાસેથી દંડ તરીકે વસુલ કરવી એમ ફરમાવવા મુખત્યાર છે.

(૨) ઇન્કમટેક્સ ઓફિસર કરને પાત્ર હોય તે શખસ પાસેથી લેવાની બાકીની રકમ દર્શાવેલી હોય એવો પોતાની સહીવાળો દાખલો કલેકટરને મોકલી આપવા મુખત્યાર છે અને સદરહુ દાખલો મળ્યા પછી, કલેકટરે, તેમાં દર્શાવેલી રકમ, જાણે જમીન મહેસુલની બાકી હોય તેમ, સદરહુ કરને પાત્ર હોય તે શખસ પાસેથી વસુલ કરવી.

(૩) પ્રાંતનાં કોઇપણ ભાગમાં જે કોઇ કાયદો વિદ્યમાનકાળે અમલમાં હોય તે કાયદાની રૂયે નાંખેલા કોઇ મ્યુનિસિપલ

કરની અથવા સ્થાનિક કરની બાકીની રકમ વસુલ કરવાને જે કોઈ રીત અમલમાં લાવી શકાય તે રીતથી, જે કોઈ પણ પ્રદેશના સંબંધમાં કાંઇપણ બાકી વસુલ કરવી એમ કમિશનરે ફરમાવ્યું હોય તે પ્રદેશમાં, સદરહુ લ્હેણી રકમ, સદરહુ રીતથી વસુલ કરવાને ઈન્કમટેક્સ ઓફિસર મુખત્યાર છે.

(૪) મ્યુનિસિપલ કર અથવા સ્થાનિક કર વસુલ કરવા માટેની કોઇપણ રીત અમલમાં આણુવા સારૂ ઉપર જણાવેલા એવા કોઇપણ આક્ટની રૂયે જે અધિકાર ચલાવવા પડે અથવા જે ફરજો બજાવવી પડે તેજ અધિકાર અને તેજ ફરજો, જયારે તેજ રીત, (૩)જી પેટા-કલમની રૂયે વાપરવામાં આવે ત્યારે, કયા અધિકારીએ ચલાવવા અથવા બજાવવી તે ફરમાવવાનો કમિશનરને અખત્યાર છે.

(૫) "પગાર"ના સદર હેઠળ આકારવાજોગ કાંઇપણ આવકની રકમ કોઇપણ કરને પાત્ર હોય તે શખસને મળતી હોય તો, ઇન્કમટેસ ઓફિસર સદરહુ કરને પાત્ર હોય તે શખસ પાસેથી લેવાની કોઈપણ બાકીની રકમ, તે ભરવાની માગણી કર્યાની તારીખ પછી જે કાંઇ રકમ તેને આપવાની હોય તેમાંથી બાદ કરી, તે રકમ આપનાર કોઈપણ શખસને, ભરવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને સદરહુ શખસે એવી કોઈપણ માગણી પ્રમાણે ચાલવું જોઇએ, અને એવી રીતે કાપી લીધેલી રકમ હિંદુસ્તાન સરકારને ખાતામાં અથવા બોર્ડ ઓફ ઇન્લેંડ રેવેન્યુ ફરમાવે તેવી રીતે ભરવી જોઇએ.

(૬) કોઇ નિર્દિષ્ટ કરેલા પ્રદેશની બાબતમાં, કોઇ મ્યુનિસિપલ કર અથવા સ્થાનિક કર, જે માણુસ વસુલ કરતો હોય અને જે રીતે વસુલ કરવામાં આવતો હોય તેજ માણુસે અને તેજ રીતે તે મ્યુનિસિપલ કર અથવા સ્થાનિક કરની સાથે અને તેની ઉપરાંત, આવક ઉપરનો કર વસુલ કરવો, એવું સ્થાનિક સરકાર ફરમાવવાને મુખત્યાર છે.

(૭) કલમ ૪૨ની પેટા-કલમ (૧)ના ઠરાવોની રૂએ હોય તે શિવાય, જે વર્ષમાં આ આકટ મુજબ કોઇપણ માગણી કરી હોય તે વર્ષના છેલ્લા દિવસથી એક વર્ષ પુરૂં થયા પછી, આ આકટની રૂએ આપવાની કોઈપણ રકમ વસુલ કરવા સારૂ કોઇપણ કામ ચલાવવું નહિ.

સને ૧૯૧૮ના એકટની આવી મતલબની કલમમાં ફેરફાર કર્યો છે એટલે જે વર્ષમાં માગણીની નોટીસ નીકળી હોય તે વરસ પુરૂ થયા પછી એક વરસ પુરૂ થયા પછી વસુલ કરવાનું કાંઇ પણ ચાલશે નહીં. વસુલ કરવાનું કામ એટલે આજ કલમની ૧ થી ૬ સુધીની પેટા કલમમાં બતાવેલી વીધી સમજવાની છે.

દંડ વસુલ કરવા બાબત.

૪૭. કલમ ૨૫ની પેટા-કલમ (૨)ના, કલમ ૨૮ના, અથવા કલમ ૪૬ની પેટા-કલમ (૧) ના ઠરાવોની રૂએ દંડ તરીકે નાખેલી કોઇપણ રકમ, કરની બાકી વસુલ કરવા માટે આ બાબમાં ઠરાવેલી રીત પ્રમાણે, વસુલ કરવી.

---

## બાબ ૭ મો.

### રીફંડ (કરની રકમ પાછી આપવા બાબત.)

કરની રકમ પાછી આપવા બાબત.

૪૮. (૧) કોઇપણ કંપનીમાં જે કોઇ શેર ધારણ કરનારને તે કંપની તરફથી કાંઇ ડિવિડન્ડ મળ્યું હોય તે શેર ધારણ કરનાર, ઈન્કમટેકસ ઓફિસરની એવી ખાતરી કરી આપે કે સદરહુ ડિવિડન્ડ જાહેર કરવામાં આવ્યું ત્યારે કંપનીના નફા અથવા કમાઇને લાગુ પડતો આવક ઉપરના કરનો દર સદરહુ ડિવિડન્ડ જાહેર કર્યું હોય તે વર્ષની તેની કુલ આવકને લાગુ પડે એવા દર કરતાં વધારે છે તો, કલમ ૨૦ના ઠરાવો મુજબ તેને મળેલું સર્ટિફિકેટ રજુ કરેથી તેને, સદરહુ ડિવિડન્ડની રકમ ઉપર (સદરહુ સર્ટિફિકેટમાં નિર્દિષ્ટ

**કરેલા કરની રકમ સુદ્ધાં ) તે દરો વચ્ચેના તફાવત પ્રમાણે ગણેલી રકમ પાછી મળવાનો હક છે.**

(૧) રીફંડ સંબંધી કામ કરવાની રીત સરળ કરવા સારૂ કલમો ૧૮ (૯) અને ૨૦ થી એવું ઠર્યું છે કે સીક્યુરીટીના વ્યાજમાંથી આવક કર કાપી લેનારા શખસો એ બધા સીક્યુરીટી ધારણ કરનારાઓને અને વ્યાજ ( ડીવીડન્ડ ) આપનારી કંપનીઓએ શેર હોલ્ડરોને, વ્યાજમાંથી કાપી લીધેલી અથવા કંપનીના નફામાંથી ભરેલી અથવા ભરવાની રકમ નિર્દિષ્ટ કરનારો દાખલો આપવો જોઇએ એટલે એવી તેમના ઉપર ફરજ નાખી છે તેથી હવેથી કાનુન ૩૬ પ્રમાણે રીફંડની અરજી તૈયાર કરી તેની સાથે કલમ ૨૨ પ્રમાણેનું આવકનું પત્રક ( પ્રથમ નહી મોકલ્યું હોય તો ) કાનુન ૩૭ માં લખ્યું છે તે પ્રમાણે મોકલવું જોઇએ અને તેની સાથે કલમ ૧૮ (૯) અને ૨૦ પ્રમાણેના દાખલા (સરટીફીકેટો અથવા અડધીઆ) કાનુન ૩૮ પ્રમાણે સ્થાનિક ઇનકમટેક્સ ઓફીસરને મોકલવા જોઇએ અને તે જે જીલ્લામાં તેના ઉપર કર આકારવામાં આવ્યો હોય તે જીલ્લાના અથવા કર આકારવામાં નહી આવ્યો હોય તો જે જીલ્લામાં તે રેહેતો હોય તે જીલ્લાના ઇનકમટેક્સ ઓફીસરને આ બધા કાગળો મોકલ્યાથી તેની પાસેથી રીફંડ લેવાનો અથવા મજરે લેવાનો કર આપનાર શખસને હક છે. આવકના પત્રકમાં આવકની રકમના આસનમાં વ્યાજ અથવા ડીવીડન્ડ સાથેની કુલ આવક લખવાની છે તે ધ્યાનમાં રાખવું જોઇએ. દાખલા તરીકે કોઈ કંપની ઇનકમટેક્સથી મોકળું વ્યાજ રૂા. ૩૦ આપતી હોય અને એક રૂપીએ એક આના પ્રમાણે ટેક્સનો દર હોય તો કુલ આવકમાં રૂા. ૩૨ લખવાના છે પણ રૂા. ૩૦ લખવાના નથી. એ પ્રમાણે જે વખતે જે દર હોય તે પ્રમાણે ગણી કુલ આવક લખવાની છે. આ કલમમાં બતાવેલું રીફંડ ઇનિકમટેક્સનેજ લાગુ છે. સુપરટેક્સને લાગુ કર્યું નથી ( જુઓ કલમ ૫૮ ) કેમકે વ્યાજ અથવા ડીવીડન્ડમાંથી સુપરટેક્સ ( ફકત ૫૭ મી કલમમાં બતાવ્યા પ્રમાણે કપાય છે તે શીવાય ) કાપવામાં આવતો નથી અને તેથી રીફંડ માગવાનું રેહેતું નથી. રીફંડ માગવાની અરજી જે સાલમાં ટેક્સ કપાયો હોય તે સાલ પુરૂં થયાથી એક વરસની મુદતમાંજ કરવી જોઇએ. ત્યાર પછી હક જતો રેહે છે (જુઓ કલમ ૫૦)

(૨) પગારમાંથી જાસ્તી કપાયલા ઇનકમટેક્સનું રીફંડ લેવુ હોય તો ઉપર પ્રમાણે રીફંડ માગવાની કાનુન ૩૬ પ્રમાણે અરજી કરવાની છે.

(૨) જો કોઇપણ નોંધાયલી પેઢીનો સભાસદ ઇન્કમટેક્સ ઓફિસરની એવી ખાતરી કરી આપે કે પાછલા વર્ષની તેની કુલ આવકને લાગુ પડતો આવક ઉપરના કરનો દર, સદરહુ પેઢીના તે વર્ષના નફા અથવા કમાઇ ઉપર આકારવામાં આવેલા દર કરતાં ઓછો હતો તો, તે નફાના પોતાના ભાગ ઉપર તે દરો વચ્ચેના તફાવત પ્રમાણે ગણેલી રકમ પાછી મળવાનો તેને હક છે.

નોધાયલી પેઢી ઉપર ભારેમાં ભારે દરથી કર લેવાય છે તેથી તે દર અને પેઢીના સભાસદની પોતપોતાની સ્વતંત્ર પેદાશને લગતો દર એ બેના તફાવતને દરે ભાગીઆ સભાસદને રીફંડ મળશે. અથવા પોતાની સ્વતંત્ર પેદાશનું પત્રક (કલમ ૨૨ તથા કાનુન ૧૯ પ્રમાણેનું) ભરે તેમાં ભાગની રકમ તથા કપાયલો ટેક્સ દાખલ કરેથી મજરે મળશે.

(૩) જે કોઇ સિકયુરીટીના વ્યાજમાંથી, અથવા કોઇપણ શખસના પગારમાંથી ૧૮ મી કલમના ઠરાવો મુજબ આવકપરનો કર કાપી લેવામાં આવ્યો હોય તે સિકયુરીટીનો માલિક અથવા તે શખસ ઇનકમટેક્સ ઓફિસરની એવી ખાતરી કરી આપે કે પાછલા વર્ષની તેની કુલ આવકને લાગુ પડતો આવકપરના કરનો દર તે વર્ષે એવી રીતે કર કાપી લેતાં, આવક ઉપરનો કર જે દરે આકારવામાં આવ્યો હોય તે દર કરતાં, ઓછો હતો તો, વ્યાજની રકમ ઉપર અથવા જે પગારની રકમમાંથી કર કાપી લેવામાં આવ્યો હોય તે પગારની રકમ ઉપર તે દરો વચ્ચેના તફાવત પ્રમાણે ગણેલી રકમ પાછી મળવાનો તેને હક છે.

રીફંડ બાબત કેવી રીતે કયા નમુના પ્રમાણે અરજી કરવી અને તેની સાથે શું શું મોકલવું તે કાનુન ૩૬ થી ૪૦ માં બતાવ્યું છે.

૪૯. (૧) જે કોઈપણ શખસે પોતાની આવકના કોઈપણ ભાગપર કોઇપણ વર્ષ માટે હિંદુસ્તાનનો આવકપરનો કર આપ્યો હોય તે શખસ ઇન્કમટેકસ ઓફિસરની ખાતરી થાય તેમ, સાબિત કરી આપે કે તેણે પોતાની આવકના તેજ ભાગના સંબંધમાં, તેજ વર્ષ માટે યુનાઇટેડ કિંગડમનો આવકપરનો કર ભર્યો છે, તથા સને ૧૯૨૦ના ફિનાન્સ બાબતના આકટની કલમ ૨૭ના ઠરાવો મુજબના જે દર પ્રમાણે તેને માફી મળવાનો હક હતો તથા મળી છે તે દર, પોતાની આવકના તે ભાગના સંબંધમાં આકારવામાં આવેલા હિંદુસ્તાનના દર કરતાં ઓછો છે તો, પોતાની આવકના તે ભાગ ઉપર, હિંદુસ્તાનના કરના દર તથા તે કલમ મુજબ તેને જે દરે માફી મળવાનો હક હતો તથા મળી હતી તે દર વચ્ચેના તફાવતના જેટલા દર પ્રમાણે ગણેલી રકમ પાછી મળવાનો તેને હક છે.

યુનાઇટેડ કિંગડમ (સંયુક્ત-રાજ્ય)ના આવક પરના કરના સંબંધમાં માફી.

પણ એવું ઠરાવ્યું છે કે જે દરે રકમ પાછી આપવામાં આવે તે દર, હિંદુસ્તાનના કરના દરના અડધા કરતાં વધારે હોયો જોઇએ નહીં.

આ કલમ ઉપરથી બેવડા આવક કરમાંથી બચાવ થઇ શકે છે (જુઓ હે. કા. ની. પાનું ૧૨ તથા સી. ક. રી. પા. ૩૦)

(૨) પેટાકલમ (૧) માં—

(અ) "હિંદુસ્તાનનો આવકપરનો કર" એ સંજ્ઞાનો અર્થ, આ આકટના ઠરાવો મુજબ આકારવામાં આવેલો આવકપરનો કર તથા સુપરટેક્ષ, એવો થાય છે.

(બ) "હિંદુસ્તાનનો કરનો દર" એ સંજ્ઞાનો અર્થ હિંદુસ્તાનના આવકપરના કરની રકમને જે આવકપર કર આકારવામાં આવ્યો હોય તે આવકથી ભાંગતા જે રકમ આવે તે રકમ, એવો થાય છે.

(ક) "યુનાઈટેડ કિંગ્ડમનો આવકપરનો કર" એ સંજ્ઞાનો અર્થ, આવકપરના કર બાબતના આકટોના ઠરાવો મુજબ આકારવામાં આવેલ આવકપરનો કર તથા સુપરટેક્ષ, એમ થાય છે.

કરની રકમ પાછી મળવા માટેના દાવાની મુદતની હદ.

૫૦ આ બાબ મુજબ આવકપરના કરની કોઈપણ રકમ પાછી મળવા માટેનો દાવો, જે વર્ષમાં કર વસુલ કરવામાં આવ્યો હોય તે વર્ષના છેલ્લા દિવસથી એક વર્ષની અંદર કરવામાં આવે નહિ તો, તે ચાલશે નહિ.

---

## બાબ ૮ મો.

### ગુન્હા અને શિક્ષા.

કર આપવામાં અથવા પત્રકો અથવા લેખી હકીકતો મોકલવામાં અથવા તપાસ કરવા દેવામાં કસુર કરવા બાબત.

૫૧. જો કોઈ શખસ વ્યાજબી કારણ અથવા સબબ વગર—

(અ) કલમ ૧૮ અથવા કલમ ૪૬ની પેટા-કલમ (૫) માં ફરમાવ્યા મુજબ કોઇ કર કાપી લેવાને તથા ભરવાને,

(બ) કલમ ૧૮ની પેટા-કલમ (૯) મુજબ અથવા ૨૦ મુજબ રજુ કરવાનો દાખલો રજુ કરવાને,

(ક) ૨૧મી, ૨૨મી અથવા ૩૮મી કલમમાં જણાવેલાં પત્રકોમાંનું કોઇપણ પત્રક વખતસર પુરૂં પાડવાને,

(ડ) ૨૨મી કલમની પેટા-કલમ (૪)ની રૂયે કાઢેલી કોઇપણ નોટિસમાં જણાવેલી તારીખે અથવા તે પહેલાં, સદરહુ નોટીસમાં જણાવેલા હિસાબો તથા દસ્તાવેજો રજુ કરવાને અથવા રજુ કરાવવાને,

(ઈ) ૩૯મી કલમના ઠરાવોની રૂયે તપાસ કરવા અથવા નકલો લેવા દેવાને,

કસુર કરે તો, માજીસ્ટ્રેટ આગળ તેનાપર ગુન્હાની સાબિતીનો ઠરાવ થયેથી, જેટલા દિવસ સુધી કસુર જારી રહે તે દરેક દિવસને માટે તેને ૧૦ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

એકરારમાં જણાવેલી ખોટી હકીકત.

૫૨. કલમ ૨૨ અથવા કલમ ૩૦ની પેટા-કલમ (૩) અથવા કલમ ૩૨ની પેટા-કલમ (૨)માં જણાવેલા પત્રક તથા અરજી ખરાં હોવા બાબતના એકરારમાં જો કોઇપણ શખસ, જે હકીકત ખોટી હોય તે, અને જે હકીકત ખોટી છે એવું તે જાણતો હોય અથવા માનતો હોય, અથવા જે હકીકત સાચી છે એવું તે માનતો નહિ હોય, તે જણાવશે તો, તેણે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૭મી કલમમાં જણાવેલો ગુન્હો કરેલો ગણવામાં આવશે.

આસિસ્ટન્ટ કમિશનરના કહેવાથી કામ ચલાવવા બાબત.

૫૩. (૧) ૫૧મી અથવા ૫૨મી કલમ મુજબના ગુન્હા માટે કોઇપણ શખસ ઉપર, આસિસ્ટંટ કમિશનરના કહ્યા શિવાય, કામ ચલાવવું નહિં.

(૨) આસિસ્ટન્ટ કમિશનર કોઇપણ કામ ચાલતું મોકુફ રાખવાને અથવા કોઇપણ ગુન્હાના સંબંધમાં પતાવટ કરવાને મુખત્યાર છે.

સરકારી નોકરે કોઈ માહિતી ફોડવા બાબત.

૫૪. (૧) આ આકટના ઠરાવોની રૂયે તૈયાર કરેલી કોઇપણ કેફિયતમાં, અથવા પુરા પાડેલા પત્રકમાં અથવા રજુ કરેલા હિસાબોમાં અથવા દસ્તાવેજોમાં અથવા આ બાબ મુજબના કામો શિવાયનું આ આકટ મુજબનું બીજું કોઇપણ કામ ચાલતું હોય તે દરમિઆન આવેલા કોઇપણ પુરાવામાં અથવા કરેલા (એકરારમાં) એફિડેવિટમાં અથવા આપેલી જુબાનીમાં, અથવા આ આકટના કારણ સારૂ તૈયાર કરેલા કર આપવા બાબતના અથવા માગણી વસુલ કરવાને લગતા કોઇપણ કામના કોઈપણ કાગળપત્રમાં જણાવેલી સઘળી હકીકતો ખાનગી

તરીકે ગણવી અને સને ૧૮૭૨ના હિંદુસ્તાનના પુરાવાના કાયદામાં કાંઈપણ લખ્યું હોય તેમ છતાં, કોઈપણ કોર્ટને, આ આકટમાં ઠરાવ્યું હોય તે શિવાય, એવાં કોઈપણ પત્રક, હિસાબ, કાગળપત્ર, અથવા નોંધ અથવા એવા કોઈપણ કાગળપત્રનો કોઈપણ ભાગ કોઈપણ સરકારી નોકરને રજુ કરવાનું અથવા તેના સંબંધમાં તેની આગળ પુરાવો આપવાનું ફરમાવવાનો હક નથી.

(૨) જો કોઈ સરકારી નોકર એવી કોઈપણ કેફિયતમાં, પત્રકમાં, હિસાબમાં, દસ્તાવેજોમાં, પુરાવામાં, એફિડેવિટમાં, જુબાનીમાં અથવા કાગળપત્રમાં જણાવેલી કોઈપણ હકીકત ફોડશે તો, તેને વત્તામાં વત્તા છ મહિના સુધીની કેદની શિક્ષા થશે તથા તે દંડની શિક્ષાને પણ પાત્ર થશે.

પણ એવું ઠરાવ્યું છે કે આ કલમમાંનો કોઈપણ મજકુર,—

(અ) એવી કોઈપણ કેફિયત, પત્રક, હિસાબ, દસ્તાવેજો, પુરાવા એફિડેવિટ અથવા જુબાનીના સંબંધમાં, હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૯૩ મુજબ કામ ચલાવવાના કારણ સારૂ અથવા આ આકટ મુજબ કામ ચલાવવાના કારણ સારૂ એવી કોઈપણ હકીકત ફોડવાના કૃત્યને, અથવા

(બ) આ આકટનો અમલ કરવાનું કામ કરતો હોય એવા કોઈપણ શખસને આ આકટના કારણો સારૂ, એવી હકીકતો ફોડવાનું જરૂર હોય તે પ્રસંગે તેવા, શખસને તેવી કોઈપણ હકીકત ફોડવાના કૃત્યને, અથવા

(ક) આ આકટ મુજબ કોઈપણ નોટિસની બજાવણી માટેની અથવા કોઈપણ માગણી વસુલ કરવા માટેની કોઈપણ પ્રોસેસનો કાયદેસર રીતે ઉપયોગ કરવાથી ફોડવાની જરૂર પડેલી હકીકત ફોડવાના કૃત્યને, અથવા

(ડ) સને ૧૯૨૦ના ફિનાન્સ આકટની કલમ ૨૭ મુજબ માફી આપવાનું શકય થઇ પડવા સારૂ અથવા આ આકટની કલમ ૪૯ મુજબ પાછી આપવાની રકમ પાછી આપવાનું શકય થઇ પડવા સારૂ જરૂર હોય તેટલી, યુનાઇટેડ

કિંગ્ડમના અધિકાર આપેલા અમલદારને એવી બાબતો ફેંસલવાના કૃત્યને,

લાગુ પડશે નહીં.

વધુ એવું ઠરાવ્યું છે કે કમિશનરની અગાઉથી મંજુરી લીધા વગર, આ આકટ મુજબ કોઈપણ કામ ચલાવવું નહીં.

---

## બાબ ૯ મો.

### સુપરટેકસ.

સુપરટેકસ નાંખવા બાબત.

૫૫. કોઇપણ વર્ષ માટે આકારેલા આવક ઉપરના કર ઉપરાંત, કોઈપણ શખસની, બિનનોંધાયલી પેઢીની, અવિભકત હિંદુ કુટુંબની અથવા કંપનીની પાછલા વર્ષની કુલ આવકના સંબંધમાં, હિંદુસ્તાનના ધારામંડળના આકટની રૂએ તે વર્ષ માટે ઠરાવેલા દર અથવા દરો પ્રમાણે આવકપરના કરની વધારાની ડયુટિ ( આને આ આકટમાં સુપરટેકસ કહેલ છે ) આકારવી લેવી અને ભરવી જોઇએ.

પણ એવું ઠરાવ્યું છે કે જયારે એકાદી બિન-નોંધાયલી પેઢીના નફા અથવા કમાઇ ઉપર સુપરટેકસ આકારવામાં આવ્યો હોય ત્યારે, સદરહુ પેઢીમાં ભાગ હોય એવો શખસ એવા નફા અથવા કમાઇની, પોતાના ભાગના પ્રમાણની રકમની બાબતમાં, સુપરટેકસ આપવાને પાત્ર થશે નહીં એમ સમજવું.

સુપરટેકસના કારણો સારૂ કુલ આવક.

૫૬. આ બાબના ઠરાવોને પાત્ર, સુપરટેકસના કારણો સારૂ કોઇપણ શખસની, બિન-નોંધાયલી પેઢીની અવિભકત હિંદુ કુટુંબની અથવા કંપનીની કુલ આવક, આવકપરના કરના કારણો સારૂ આકારવામાં આવેલી કુલ આવક છે; અને કોઇપણ વર્ષ માટેના આવકપરના કરના કારણો સારૂ કુલ

આવકની આકારણી છેવટની તથા નિશ્ચિત થઈ હોય તેવે પ્રસંગે, તેજ વર્ષ માટેના સુપરટેક્સના કારણો સારૂ પણ સહરહુ આકારણી છેવટની તથા નિશ્ચિત છે એમ ગણવું.

બ્રિટિશ હિંદુસ્તાનમાં નહીં રહેનારા ભાગીદારો તથા શેર ધારણ કરનારાઓ.

૫૭. (૧) બ્રિટિશ હિંદુસ્તાનની બહાર રહેનાર જે કોઇપણ કરને પાત્ર હોય તે શખસ કોઇપણ નોંધાયલી પેઢીનો અથવા ભાગીદારીનો મેમ્બર (ભાગીદાર) હોય અને જેનો સહરહુ પેઢીમાંના અથવા ભાગીદારીમાંના નફાનો ભાગ સુપરટેક્સને પાત્ર હોય તે શખસની બાબતમાં, એવી પેઢીના બાકીના ભાગીદારો જેઓ બ્રિટિશ હિંદુસ્તાનમાં રહેતા હોય તેઓ બ્રિટિશ હિંદુસ્તાનની બહાર રહેનારા સહરહુ ભાગીદાર પાસેથી એવા ભાગની બાબતમાં લેવાનો સુપરટેક્સ આપવાને એકત્રિત રીતે તથા જુદા જુદા પાત્ર છે એમ સમજવું.

(૨) જે કોઇપણ કરને પાત્ર હોય તે શખસ કોઈપણ કંપનીમાંથી પોતાને મળવાના ડિવિડન્ડની રકમ ઉપર સુપરટેક્સ આપવાને પાત્ર હોય તે શખસ, કંપનીના મુખ્ય અધિકારીની જાણ પ્રમાણે, બ્રિટિશ હિંદુસ્તાન બહાર રહેતો હોય તેવે પ્રસંગે, તે મુખ્ય અધિકારી, સહરહુ કંપનીમાંથી બ્રિટિશ હિંદુસ્તાનની બહાર રહેનારને મળેલા ડિવિડન્ડની બાબતમાં તેણે ભરવાનો સુપરટેક્સ આપવાને પાત્ર છે અને એવા કરને પાત્ર હોય તે શખસને કંપનીએ આપવાની રકમમાંથી એવી સુપરટેક્સની રકમ કાપી લેવાનો તેને અધિકાર છે એમ સમજવું.

(૩) બ્રિટિશ હિંદુસ્તાન બહાર રહેતા હોય એવા કોઇપણ કરને પાત્ર હોય તે શખસ વતી કોઇપણ શખસ આ કલમના ઠરાવો પ્રમાણે કર આપે તેવે પ્રસંગે, કલમો ૪૨ તથા ૪૩ ના ઠરાવો મુજબ, એવા કોઈપણ બ્રિટિશ હિંદુસ્તાન બહાર રહેનાર કરને પાત્ર હોય તે શખસના મુખત્યારે આપવાની કરની રકમ ઠરાવતી વખતે તે મજરે આપવી.

**૫૮. (૧) કલમ ૩, કલમ ૭ની પેટા-કલમ (૧)નો વિશેષ ઠરાવ, કલમ ૮ ના વિશેષ ઠરાવો, કલમ ૧૪ ની પેટા કલમ (૨), અને કલમો ૧૫, ૧૭, ૧૮, ૧૯, ૨૦, ૨૧ તથા ૪૮ શિવાય આ આંકટના સઘળા ઠરાવો, શકય હોય તેટલે સુધી, સુપરટેકસ નાંખવાના, આકારવાના, ઉઘરાવવાના તથા વસુલ કરવાના કામને લાગુ પડશે.**

સુપરટેકસને આ આકટ લાગુ પડવા બાબત.

**(૨) કલમ ૫૭ માં ઠરાવ્યું હોય તે શિવાય, સુપરટેકસ કરને પાત્ર હોય તે શખસે જાતેજ આપવો જોઇએ.**

(૧) સુપરટેકસ બાબત જુદો કાયદો સને ૧૯૨૦નો ૧૯મો હતો તે આ નવા કાયદામાં એકત્ર કરવામાં આવ્યો છે અને તેની બાબત બાબ ૯માં કલમ ૫૫થી ૫૮ સુધી રાખી છે. એમાં કર આકારવા તથા વસુલ કરવામાં બીન નોંધાયલી પેઢીના સંબંધમાં કરેલા ફેરફાર સીવાય બીજો ફેરફાર થયો નથી એટલે બીન નોંધાયલી પેઢી ઉપર સુપરટેકસ આકારવામાં આવ્યો હોય તો તે પેઢીના ભાગીદાર સુપરટેકસને પાત્ર થશે નહી અને જો રૂા. ૫૦૦૦૦)ની અંદર આવક હોવાથી સુપરટેકસ આકારવામાં આવ્યો નહીં હોય તોજ ભાગીદારની કુલ આવક ગણવામાં ભાગની રકમ ઉમેરાશે.

(૨) સુપરટેકસના હાલના દરો કાયદો પુરો થતા બીજે પાને આપ્યા છે.

(૩) કંપની ઉપર સુપરટેકસનો દર કંપનીની તમામ પેદાશ ઉપર એક સરખો છે. અગાઉ આ કર કંપનીની નહીં વહેંચાયલી નફાની રકમ ઉપર ચઢતા ઉતરતા દરે ઠરતો હતો તેને બદલે આ ફેરફાર કર્યો છે. કંપની ઉપર આકારાયલા સુપરટેકસનું રીફંડ શેરહોલ્ડરોને મળશે નહીં. કોઇ શેરહોલ્ડરની પોતાની કુલ આવક રૂા. ૫૦૦૦૦) ઉપર થાય તો કંપની ઉપર એક વખત અને શેરહોલ્ડર ઉપર બીજી વખત એટલે બે વખત સુપરટેકસ આકારાય તે બાબત હરકતની અરજી થયલી હતી એવું સીલેકટકમીટીના રીપોર્ટથી માલમ પડે છે.

(૪) નોધાયલી પેઢી ઉપર સુપરટેકસ આકારાશે નહીં પણ ભાગીદારોને મળેલી ભાગની રકમ (સુપરટેકસ સારૂ) ભાગીદારની કુલ આવક નકકી કરવામાં ઉમેરી લેવામાં આવશે. અને તેજ પ્રમાણે

કંપનીના શેરહોલ્ડરને મળતું ડીવીડન્ડ સુપરટેક્સ નક્કી કરવા સારૂ શેર હોલ્ડરની પોતાની સ્વતંત્ર આવકમાં ઉમેરાશે. કોઇ પણ કંપનીના મુખ્ય અધિકારી કોઇપણ શેર હોલ્ડરને આપવાની ડીવીડન્ડની રકમમાંથી સુપરટેક્સની રકમ કલમ ૫૮ (૧) ના ઠરાવના આધારે કાપી શકશે નહીં. તેનો એકજ અપવાદ કલમ ૫૭ માં આપ્યો છે તે પ્રમાણે ફક્ત હીંદુસ્તાન બહાર રેહેનારને મળેલું ડીવીડન્ડ સુપરટેક્સને પાત્ર થતું હોય તો ફક્ત તેવાજ ડીવીડન્ડમાંથી તે કંપનીના મુખ્ય અધિકારી સુપરટેક્સ કાપી શકશે એટલે તે ઉપરથી નક્કી થાય છે કે કંપનીઓને સુપરટેક્સ કાપવાની સત્તા નથી છતાં કોઇ કંપની ગેરસમજથી સુપરટેક્સ કાપી લે તો તે ગેરકાયદે કામ કરે છે એટલુંજ નહીં પણ પોતાની કંપનીના શેરહોલ્ડરને નુકસાન કરે છે.

(૫) હિંદુ અવિભક્ત કુટુંબને સુપરટેક્સ ઠરાવવાના કામમાં પણ વ્યક્તી તરીકે ગણવામાં આવશે.

---

## બાબ ૧૦ મો.

### પરચુરણ.

૫૯. (૧) ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલના નિર્બંધને પાત્ર, બોર્ડ ઓફ ઇન્લેંડ રેવેન્યુને, આ આક્ટના હેતુઓ પાર પાડવા સારૂ અને કોઈપણ જાતની આવક નક્કી કરી તે મુકરર કરવા સારૂ કાનુનો કરવાનો અધિકાર છે. એવી કાનુનો આખા બ્રિટિશ હિંદુસ્તાન માટે અથવા નિર્દિષ્ટ કરવામાં આવે એવા તેના કોઇ પણ ભાગ માટે કરવાનો અધિકાર છે.

કાનુન કરવાનો અધિકાર

(૨) ઉપર જણાવેલા અધિકારના સામાન્યપણાને બાધ ન આવતાં એવી કાનુનોમાં,

(અ) [૧] જે આવક અંશતઃ ખેતીવાડી દ્વારા અને અંતશઃ ધંધા રોજગાર દ્વારા થએલી આવકના સંબંધમાં,

[૨] વીમા કંપનીઓના સંબંધમાં,

[ક] બ્રિટિશ હિંદુસ્તાન બહાર રહેલા શખસોના સંબંધમાં, આવક, નફો તથા કમાઇ કેવી રીતે તથા કેવી પદ્ધતિથી નક્કી કરવાં તે ઠરાવવાનો,

(ખ) કરની ફકમ પાછી મળવા માટેની અરજીઓની બાબતમાં કઇ પદ્ધતિથી કામ કરવું તે ઠરાવવાને,

(ક) સને ૧૯૨૦ના ફિનાન્સ આકટની કલમ ૨૭ મુજબ અથવા આ આકટની કલમ ૪૯ મુજબની યોગ્ય માફી આપી શકાય તેટલા સારૂ મલિક મુઆઝમની સરકાર સાથે જરૂરની ગોઠવણુ માટે ઠરાવ કરવાનો,

(ડ) સને ૧૯૨૦ના ફિનાન્સ આકટની કલમ ૨૭ ના કારણો સારૂ, કર આકારણીના વર્ષને કલમ ૪૯ મુજબની માફીના કારણુ સારૂ કયું વર્ષ મળતું આવતું ગણવું તે વર્ષ ઠરાવવાનો,

(ઇ) આ આકટની રૂયે જે બાબત ઠરાવવાની હોય તેવી કોઇ પણુ બાબત ઠરાવ કરવાનો

અધિકાર છે.

(૩) આ કલમની રૂયે કાનુનો કરવાનો આપેલો અધિકાર, તે પહેલવહેલી વખત ચલાવવામાં આવે તે શિવાય, પ્રથમ પ્રસિદ્ધ કરવાની શરતને પાત્ર છે એમ સમજવું.

(૪) આ કલમની રૂયે કરેલી કાનુનો, ઇંડિયા ગેઝેટમાં પસિદ્ધ કરવી અને ત્યારબાદ, તે જાણે આ આકટમાં દાખલ કરવામાં આવી હોય તેમ તેમનો અમલ થશે.

આ કાનુનો કાયદાની કલમો પુરી થયા પછી છાપી છે.

માફી આપવા વીગેરેનો અધિકાર.

૬૦. ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલને, ઇંડિયા ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, કોઇપણુ જાતની આવકના અથવા કોઈપણુ વર્ગના શખસોની પુરેપુરી આવકના અથવા તેના કોઈપણુ ભાગના સંબંધમાં માફી આપવાનો, તેના દરમાં ઘટાડો કરવાનો અથવા તેમાં બીજો ફેરફાર કરવાનો અધિકાર છે.

આ અધિકાર પ્રમાણે માફી અને કરના ઘટાડો થયાની બાબતો કલમ ૪ નીચે સમજુતીમાં આપી છે. (જુઓ પાનું ૬૦ મું.)

અધિકાર આપેલા પ્રતિનિધિએ હાજર રહેવા બાબત.

૬૧. આ આક્ટ મુજબના કોઇપણ કામના સંબંધમાં જે કરને પાત્ર હોય તે શખસને ઇન્કમટેક્સ ઓફિસર આગળ હાજર રહેવાનો હક હોય અથવા હાજર રહેવા ફરમાવ્યું હોય તે, જાતે અથવા આ અર્થે લખીને અધિકાર આપેલા કોઇપણ શખસ મારફત, હાજર થવાને મુખત્યાર છે.

કલમ ૨૩ (૨) માં આવકનું પત્રક ભરનાર શખસને હાજર થવાની નોટીસ ઇ. ટે. ઓફીસર કાઢી શકે છે પણ આ કલમથી આ અર્થે લખીને અધિકાર આપેલા કોઇ શખસ મારફત તે શખસ હાજર થઇ શકે છે. પોતાનો કેસ ગમે તે શખસથી રજુ કરી શકે પછી તે તેનો નોકર હોય, હીસાબ જાણનાર હોય કે ગમે તે હોય અને તે કોઇપણ ઇ. ટે. અમલદાર રૂબરૂ હાજર થઇ શકે.

પહોંચ આપવા બાબત.

૬૨. આ આકટની રૂએ કોઇપણ નાણું આપ્યાં હોય અથવા વસુલ કરવામાં આવ્યાં હોય તેની પહોંચ આપવી.

નોટિશની બજાવણી.

૬૩. (૧) આ આક્ટ મુજબની કોઇપણ નોટિશ અથવા માંગણી, તેમાં જણાવેલા શખસ ઉપર પોસ્ટ દ્વારા અથવા સને ૧૯૦૮ના દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદા મુજબ કોર્ટે કાઢેલા સમન હોય તેવી રીતે બજાવવી.

(૨) એવી કોઇપણ નોટિસ અથવા માગણી, પેઢી અથવા અવિભકત હિંદુ કુટુંબની બાબતમાં, તે પેઢીના કોઇપણ સભ્યને અથવા તે કુટુંબના મેનેજર અથવા કોઇપણ પુખ્ત ઉપરના પુરૂષને લખી મોકલવાનો અખત્યાર છે.

૬૪. (૧) કરને પાત્ર હોય તે શખસ, કોઇપણ જગાએ ધંધો ચલાવતો હોય તેવે પ્રસંગે, તે જગા જે પ્રદેશમાં આવી હોય ત્યાંના ઇન્કમટેક્સ ઓફિસરે તેનાપર કર આકારવો જોઇએ અથવા એક કરતાં વધુ જગાએ ધંધો ચલાવવામાં આવતો હોય તેવે પ્રસંગે, તેના ધંધાની મુખ્ય જગા જે પ્રદેશમાં આવી હોય તે પ્રદેશના ઇન્કમટેક્સ ઓફિસરે કર આકારવો જોઇએ.

કર આકારવાની જગા

(૨) બીજા સઘળા પ્રસંગે, કરને પાત્ર હોય તે શખસ પોતે જે પ્રદેશમાં રહેતો હોય ત્યાંના ઇન્કમટેક્સ ઓફિસરે તેના પર કર આકારવો જોઇએ.

(૩) કર આકારવાની જગાની બાબતમાં આ કલમ મુજબ કોઇપણ સવાલ ઉભો થાય એવે પ્રસંગે, કમિશનરે, અથવા એક કરતાં વધારે પ્રાંતોની જગાઓ વચ્ચે સવાલ ઉભો થાય તેવે પ્રસંગે, સંબંધ હોય એવા કમિશનરોએ, અથવા જો તેઓ એકમત નહીં થાય તો, બોર્ડ ઓફ ઇન્લેંડ રેવેન્યુએ, એ સવાલનો નિર્ણય કરવો.

પણ એવું ઠરાવ્યું છે કે એવા કોઇ સવાલનો નિર્ણય કરવામાં આવે તે પહેલાં, કરને પાત્ર હોય તે શખસને પોતાના વિચારો જણાવવાની તક મળશે એમ સમજવું.

(૪) આ કલમમાં કાંઇપણ લખ્યું હોય તેમ છતાં, દરેક ઇન્કમટેક્સ ઓફિસરને, પોતે જે પ્રદેશ માટે નિમાયલો હોય તે પ્રદેશમાં થતી, ઉત્પન્ન થતી અથવા મળેલી આવક, નફા અથવા કમાઇના સંબંધમાં, કોઇપણ ઇન્કમટેક્સ ઓફિસરને આ આકટની રૂએ અથવા આ આકટ મુજબ મળેલા સઘળા અધિકાર છે.

૬૫. બીજા માણસની આવકના સંબંધમાં આ આકટની રૂએ કોઈપણ કર કાપી લેનાર, રાખનાર અથવા ભરનાર દરેક શખસ તે કાપી લેવાં, રાખવા, અથવા ભરવા બદલ જવાબદારી મુક્ત છે એમ સમજવું.

જવાબદારીમાંથી મુક્ત.

૬૬. (૧) જો આ આકટ મુજબ કોઈપણ કરની આકારણી કરવામાં આવે તે વખતે અથવા તેના

કમિશનરે મુકદ્દમાની વિગત હાઇ કોર્ટને મોકલવા બાબત.

સંબંધમાં, ૮મા બાબ મુજબના ચલાવેલા કામ શિવાયના, બીજા કોઇપણ ચલાવેલા કામમાં, કાયદાને લગતો કોઈપણ પ્રશ્ન ઉભો થાય તો, કમિશનરે પોતાની મેળે અથવા પોતાના તાબા હેઠળના ઇન્કમટેક્સ અધિકારીએ લખેથી, તે કામની વિગત તૈયાર કરવી અને પોતાના અભિપ્રાય સાથે તે હાઈ કોર્ટને મોકલવી.

(૨) કલમ ૩૧ અથવા ૩૨ મુજબના હુકમ પસાર થયાની એક મહિનાની અંદર, જે કરને પાત્ર હોય તે શખસના સંબંધમાં હુકમ પસાર કરવામાં આવ્યો હતો તે શખસ, સદરહુ હુકમમાંથી ઉભો થતો કાયદાનો કોઇપણ પ્રશ્ન હાઈ કોર્ટને મોકલવા સારૂ, એકસો રૂપિયાની અથવા ઠરાવવામાં આવે તેટલી તેનાથી ઓછી ફી સાથે અરજી કરીને, કમિશનરને માગણી કરવાને મુખત્યાર છે, તથા એવી અરજી મળ્યાની એક મહિનાની અંદર, કમિશનરે તે કામની વિગત તૈયાર કરવી અને તે, પોતાના અભિપ્રાય સાથે, હાઇ કોર્ટને મોકલવી.

પણ એવું ઠરાવ્યું છે કે કલમ ૩૩ મુજબના ફરી તપાસવાના પોતાના અધિકાર ચલાવીને, કમિશનર તે પ્રશ્નનો નિર્ણય કરે તો, કરને પાત્ર હોય તે શખસ પોતાની અરજી પાછી ખેંચી લેવાને મુખત્યાર છે, અને જો તે તેમ કરે તો, આપેલી ફી પાછી આપવી.

(૩) જો પેટા-કલમ (૨) મુજબ કોઈ અરજી કરવામાં આવેથી, કમિશનર, કાયદાને લગતો કોઈપણ પ્રશ્ન ઉભો થતો નથી એવા સબબથી સદરહુ કામની વિગત તૈયાર કરવાની ના પાડે તો, કરને પાત્ર હોય તે શખસ હાઈ કોર્ટને અરજી કરવાને મુખત્યાર છે, અને હાઇ કોર્ટની કમિશનરનો નિર્ણય

ખરો છે એવી ખાતરી થાય નહીં તો તે, કમિશનરને તે કામની વિગત તૈયાર કરી મોકલી આપવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને એવી કોઇપણ માગણી થએથી, કમિશનરે તે મુજબ તે કામની વિગત તૈયાર કરીને મોકલી આપવી.

(૪) જો હાઇ કોર્ટની, એમ ખાતરી ન થાય કે આ કલમ મુજબ મોકલેલા કામની વિગતો તે કામ ઉપરથી ઉભા થયેલા સવાલનો નિર્ણય કરી શકાય તેટલી પુરતી છે તો, સદરહુ કોર્ટ, જે કમિશનરે તે કામ મોકલ્યું હોય તેને, તે બાબતમાં પોતે ફરમાવે તેવા વધારા અથવા ફેરફાર કરવા સારૂ, પાછું મોકવાને મુખત્યાર છે.

(૫) હાઇ કોર્ટે, આવું કોઈપણ કામ સાંભળ્યા પછી, તેમાં ઉભા થયલા કાયદાને લગતા સવાલોનો નિર્ણય કરવો, અને જે કારણોસર પોતે તે નિર્ણય આપે તે કારણો જણાવીને પોતાનો ફેંસલો આપવો, અને કોર્ટની સીલ તથા રજીસ્ટ્રારની સહીવાળી સદરહુ ફેંસલાની નકલ, જે કમિશનરે તે કામની વિગત આપી હોય તેને મોકલી આપવી અને કમિશનરે તે પ્રમાણે તે કામનો નિકાલ કરવો, અથવા, જો પોતાના તાબાના કોઇપણ ઇન્કમટેક્સ અધિકારીએ લખેથી તે કામ ઉભું થયું હોય તો, એવા ફેંસલાની એક નકલ એવા અધિકારીને મોકલવી અને તેણે એવા ફેંસલા મુજબ તે કામનો નિકાલ કરવો.

(૬) કરને પાત્ર હોય તે શખસની અરજી ઉપરથી હાઇ કોર્ટને લખાણ કરવામાં આવે તેવે પ્રસંગે, ખર્ચ કોણે આપવો તે કોર્ટની મુનસફી ઉપર રહેશે.

(૭) આ કલમ મુજબ હાઈ કોર્ટને લખાણ કરવામાં આવ્યું હોય તેમ છતાં, તે કામમાં કર આકારવામાં આવ્યો હોય તે પ્રમાણે આવકપરનો કર આપવો.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ લખાણને લીધે કર

**આકારેલી રકમ ઓછી થાય તો, વધારે આપેલી રકમ, કમિશનર મંજુર કરે તેટલા વ્યાજ સાથે પાછી આપવી.**

જુના એક્ટની કલમ ૫૧ ને મળતી આ કલમ છે. કલમ ૩૧ અથવા કલમ ૩૨ મુજબ થયલા ઠરાવની તારીખથી એક માસમાં "કરને લાયક માણસ" રૂા. ૧૦૦ અથવા તેથી ઓછી જે રકમ ઠરાવવામાં આવે તે ભરી થયલા હુકમમાં ઉત્પન થતા કાયદાનો પ્રશ્ન હાઇકોર્ટમાં મોકલવા માગણી કરવા કમીશનરને અરજ કરી શકશે. અને પેટા કલમ ૩ મુજબ સદરહુ કામની વીગત તૈયાર કરવાની કમીશ્નર ના પાડે તો કરને પાત્ર હોય તે શખસ હાઇકોર્ટને અરજી કરી શકશે. અને પેટા કલમ (૫) પ્રમાણે આવું કોઇ પણ કામ સાંભળી તેમાં ઉભા થયલા કાયદાને લગતા સવાલોનો નીર્ણય કરવાનો છે અને તે કારણ જણાવીને તે ફેંસલો આપશે અને તે પ્રમાણે તે કામનો નીકાલ થશે.

દિવાની કોર્ટમાં દાવાઓ વિષે પ્રતિબંધ.

૬૭. આ આકટની રૂયે આકારેલો કોઈપણ કર રદ્દ કરાવવા અથવા તેમાં ફેરફાર કરાવવા સારૂ દિવાની કોર્ટમાં કોઇપણ દાવો લેવાશે નહીં, અને આ આકટની રૂયે શુદ્ધબુદ્ધિથી કરેલા અથવા કરવા ઇરાદો રાખેલાં કોઈપણ કામ સારૂ, કોઈપણ સરકારી અમલદાર સામા કોઇપણ ફરિયાદ, દાવો અથવા બીજું કાંઇ કામ ચાલી શકશે નહીં.

જુના એકટની કલમ ૫૨ ના બદલામાં આ કલમ છે. ઠરાવેલા કરની આકારણી એકટ મુજબ છે કે કેમ તે નક્કી કરવા બાબત સીવીલ કોર્ટમાં દાવો લાવી શકાય છે.

રદ કરવા બાબત.

૬૮. પરિશિષ્ટમાં જણાવેલા કાયદાઓ, તેના ચોથા આસનમાં નિર્દિષ્ટ કર્યા છે તેટલે સુધી, આ ઉપરથી રદ કરવામાં આવ્યા છે:

પણ એવું ઠરાવ્યું છે કે આવી રીતે રદ કર્યાથી, સદરહુ કોઈપણ કાયદાની રૂયે કોઈપણ શખસ તેની પાસે લ્હેણી થતી

કોઇપણ રકમ આપવાની જોખમદારીમાંથી મુકત થશે નહીં અથવા રકમ પાછી મળવાના કોઇપણ વિદ્યમાન હકને તેથી બાધ આવશે નહીં.

વધુ એમ ઠરાવ્યું છે કે સને ૧૯૧૮ના હિંદુસ્તાનના આવકપરના કર બાબતના આકટની કલમ ૧૯ ના ઠરાવો, શકય હોય ત્યાં સુધી, સને ૧૯૨૨ના માર્ચ મહિનાની ૩૧મી તારીખે પુરા થતા વર્ષમાં તે આકટ મુજબ કરેલી સઘળી આકારણીને લાગુ પડશે, અને સદરહુ આકટની કલમ ૧૯ મુજબ વધઘટ કરવામાં આવે એવા પ્રસંગે, આવક ઉપરના કરની આકારણી તથા વસુલાત માટેના કામકાજની રીતને લગતા આ આકટના ઠરાવો, સદરહુ વધઘટ આ આકટ મુજબ કરવામાં આવેલી આકારણી હોય તેમ લાગુ પડશે.

જુના એકટની કલમ ૫૩ ના બદલામાં આ કલમ છે. પણ તેના છેલ્લા ઠરાવની અસર એ થશે કે સને ૧૯૨૧-૨૨માં તે સાલ સારૂ પાછલા સાલના દફતર ઉપરથી કરેલી અજમાયશી આકારણીને સને ૧૯૨૧-૨૨ના અગર તેને મળતા કલમ ૨ (૧૧) પ્રમાણેના સાલની પેદાશ જોઇ વધારવામાં અગર ઘટાડવામાં આવશે. તેમજ આ એકટ મુજબ સને ૧૯૨૧-૨૨ની પેદાશને પાછલા સાલની પેદાશ ગણી ફરી એજ ૧૯૨૨-૨૩ના સાલમાં આકારવામાં આવશે. જેથી સને ૧૯૨૧-૨૨ અગર તેને મળતા સાલની પેદાશ ઉપર વેપાર ધંધો કરતા માણસ ઉપર કલમ ૧૮ મુજબ એક વખત તથા કલમ ૩ મુજબ તેજ સાલમાં એટલે ૧૯૨૨-૨૩ માં ફરી કર લેવામાં આવશે. એટલે બે વખત કર લેવામાં આવશે.

# પરિશિષ્ટ.

## રદ્દ કરેલા કાયદાઓ.

( જુઓ કલમ ૬૮. )

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| વર્ષ. | નંબર. | ટુંકું નામ. | કેટલો રદ્દ કર્યો તે. |
| ૧૯૧૮ | ૭ | સને ૧૯૧૮નો હિંદુસ્તાનનો આવકપરના કર બાબતનો આકટ. | આખો. |
| ૧૯૧૯ | ૪ | સને ૧૯૧૯નો હિંદુસ્તાનનો આવકપરના કર બાબતનો આકટ (સુધારા બાબતનો) આકટ. | આખો. |
| ,, | ૧૮ | સને ૧૯૧૯નો કાયદા રદ્દ કરવા તથા સુધારવા બાબતનો આકટ. | સને ૧૯૧૮ના હિંદુસ્તાનના આવકપરના કર બાબતના આકટને પહેલા પરિશિષ્ટનો જેટલો ભાગ લાગુ પડે છે તેટલો પહેલા પરિશિષ્ટનો ભાગ. |
| ૧૯૨૦ | ૧૭ | સને ૧૯૨૦ નો હિંદુસ્તાનનો આવકપરના કર બાબતનો આકટ (સુધારવા બાબતનો) આકટ. | આખો. |
| ,, | ૧૯ | સને ૧૯૨૦ નો સુપરટેક્સ આકટ. | આખો. |
| ,, | ૩૧ | સને ૧૯૨૦નો કાયદા રદ્દ કરવા તથા સુધારવા બાબતનો આકટ. | સને ૧૯૨૦ ના સુપરટેક્સ આકટને પહેલા પરિશિષ્ટનો જેટલો ભાગ લાગુ પડે છે તેટલો પહેલા પરિશિષ્ટનો ભાગ. |
| ,, | ૪૪ | સને ૧૯૨૦ નો હિંદુસ્તાનનો આવકપરના કર બાબતનો આકટ (સુધારવા બાબતનો આકટ નંબર ૨જો). | આખો. |

## નંબર ૩. ઇનકમટેક્સ.

### બોર્ડ ઓફ ઇન્લેન્ડ રેવીન્યુ.
### નોટીફીકેશન.

દીલ્હી, તા. ૧ એપ્રીલ ૧૯૨૨.

સને ૧૯૨૨ના ઇન્ડીઅન ઇનકમટેક્સ આકટની કલમ ૫૯ની રૂએ મળેલી સત્તા પ્રમાણે બોર્ડ ઓફ ઇન્લેન્ડ રેવીન્યુએ નીચે લખેલી કાનુનો કરી છે.

૧. આ કાનુનોને ૧૯૨૨ના ઇનકમટેક્સ એકટની કાનુનો કહેવી.

### (અ) પેઢીને નોંધાવવા બાબત રીત.

૨. સને ૧૯૨૨ના ઇનકમટેક્સ એકટની કલમ ૨ (૧૪) ને માટે કોઇ પણ પેઢી, જે પ્રત્યેક ભાગીદારના ભાગ નિર્દિષ્ટ કરવામાં આવ્યા હોય એવા ભાગીદારીના ખતની રૂએ બનેલી હોય, તેના ભાગીદારો અથવા તેમાના કોઇની અરજી ઉપરથી તે ખતમાંની ઠરાવેલી વીગતો એકટની કલમ ૨૨ (૨) મુજબના આવકના પત્રક મોકલવાની તારીખે અથવા તે પહેલાં ઇનકમટેક્સ ઓફીસર પાસે નોધાવવા મુખત્યાર છે.

૩. કાનુન ૨જામાં બતાવેલી અરજી આ કાનુન નીચે આપેલા નમુના પ્રમાણે કરવી જોઇએ અને તેની સાથે ભાગીદારીનું અસલ ખત જેની રૂએ પેઢી સ્થપાઈ હોય તે તથા તેની નકલ મોકલવી જોઇએ પણ એવું ઠરાવ્યું છે કે જો ઇનકમટેક્સ ઓફીસરની ખાત્રી થાય કે કેટલાક પુરતા કારણોને લીધે અસલ ખત સહેલાઇથી રજુ થઇ શકે એમ નથી તો ગમે તે એક ભાગીદારના તેના ખરાપણાના લેખીત દાખલા સાથની નકલ કબુલ રાખવાને તે મુખત્યાર છે અને તેવી બાબતમાં અરજી સાથે ડયુપ્લીકેટ નકલ મોકલવી જોઇએ.

### નમુનો ૧

સને ૧૯૨૨ના હિન્દુસ્તાનના ઇનકમટેક્સ એકટની કલમ ૨ (૧૪) ની રૂયે પેઢી નોધાવવા સારૂ કરવાની અરજીનો નમુનો

મેહેરબાન ઇનકમટેક્સ ઓફીસર,

તા. માહે સને ૧૯૨

હું/અમે સને ૧૯૨૨ની હિંદુસ્તાનના ઇનકમટેક્સના કાયદાની કલમ ૨ (૧૪) ની રૂએ મારી/હમારી પેઢીની નોંધ થવા સારૂ અરજ કરૂં છું/અરજ કરીએ છીએ

૨. ભાગીદારોના દરેકના ભાગ જેમાં નીર્દિષ્ટ કરવામાં આવેલા છે તે ભાગીદારીના ખતની $\frac{\text{અસલ પ્રત}}{\text{દાખલાવાળી નકલ}}$ આ સાથે મોકલી છે. ઠરાવેલી વીગતો નીચે પ્રમાણે છે.

૩ $\frac{\text{હું}}{\text{અમે}}$ આથી દાખલો $\frac{\text{આપું છું}}{\text{આપીએ છીએ}}$ કે—વર્ષનો નફો ભાગીદારીના ખતમાં બતાવેલા ભાગો પ્રમાણે ખરેખરા વેહેંચી લીધો છે અગર વેહેંચી લેવામાં આવશે અગર ખાતે જમા કરવામાં આવશે.

સહી

ઠેકાણું

(૧) પેઢીનું નામ તથા ઠેકાણું ————————

(૨) ભાગીદારોના નામ દરેકના ભાગ સાથે

(૩) ખતની તારીખ

(૪) ખત છેલ્લું નોધાયાની તારીખ

$\frac{\text{હું}}{\text{અમે}}$ આથી એકરાર $\frac{\text{કરૂં છું}}{\text{કરીએ છીએ}}$ કે ઉપલી હકીકત ખરી છે.

સહી

૪ ભાગીદારીનો અસલ દસ્તાવેજ રજુ થયા ઉપરથી અથવા તેની ખરી નકલ ઇનકમટેક્સ ઓફીસરે કબુલ રાખ્યાથી ઇનકમટેક્સ ઓફીસરે તે નોધ્યાનો દાખલો ( સરટીફીકેટ ) તે દસ્તાવેજ અગર નકલ ( જેમ હોય તેમ ) નીચે સ્વહસ્તેથી આપવો જોઇએ અને પછી અરજદારને ભાગીદારીનો દસ્તાવેજ અગર નકલ જેમ હોય તેમ પાછી આપવી અને નકલ અથવા ડુપ્લીકેટ નકલ રાખીલેવી.

૫. કાનુન ૪ પ્રમાણે આપેલું નોધ્યાનું સરટીફીકેટ નોધની તારીખથી અમલમાં આવશે.

૬. કાનુન ૪ પ્રમાણે આપેલ સરટીફીકેટ જે સાલમાં આપવામાં આવ્યું હોય તે નગદી સાલ પુરૂ થતા સુધી અમલમાં રહેશે પણ કાયદાની કલમ ૨૨ (૨) પ્રમાણેનુ પત્રક જે તારીખે મોકલવાનું પ્રાપ્ત થયું હોય તે તારીખે અગર તે પહેલાં અરજદારની પેઢીના ભાગીદારમાંના એકની સહીના સરટીફીકેટ સાથેની ભાગીદારીના દસ્તાવેજમાં બતાવેલી પેઢીનું બંધારણ બદલાયા વગરનું રહે છે એવી અરજી ઉપરથી દરવર્ષે ઇનકમટેક્સ ઓફીસરે રીન્યુ (તાજુ) કરી આપવું.

## (બ) વાર્ષીક ભાડાની વસુલાતના ખર્ચ બાબત

૭ કાયદાની કલમ ૮ (૧) ની પેટા કલમ (૬) પ્રમાણે ભાડુ ઉઘરાવવાના ખર્ચ કબુલ રાખવાની છુટની રકમ તે મીલકતના વાર્ષીક ભાડાની રકમના ૭ ટકા કરતાં વધવી જોઇએ નહી.

## (ક) ઇમારત, સાંચાકામ, પ્લાંટ અને સામાનસુમનની કીંમતના ઘટાડાની રકમ બાબત.

૮ ઇમારત, સાંચાકામ, પ્લાંટ અથવા સામાનસુમનના સંબંધમાં કીંમતના ઘટાડાની કલમ ૧૦ (૨) (૬) પ્રમાણે આપવાની છુટના દર નીચે પ્રમાણે છે.

| પ્રકાર | | દર<br>મુળ કીંમતના ટકા |
|---|---|---|
| ૧ ઇમારત | (૧) ઉંચી જાતના માલની સારી ઇમારત | ૨½ |
| | (૨) તેનાથી ઉતરતી મજબુત ઇમારત માટે | ૫ |
| | (૩) લાકડાના સામાનના કામ ચલાઉ ઉભા કરેલા રેહેઠાણ | ૧૦ |

જે ધંધાથી મકાનની કીમતમાં ખાસ ઘટાડો થતો હોય ત્યાં આ દરથી બમણા દર ગણી શકાય. જેવાંકે સાબુ, મીણબત્તી, કાગળ તથા ચામડાના કારખાનાની બાબતમાં.

૨ સાંચાકામ, પ્લાંટ, સામાનસુમન બાબત નીચે પ્રમાણે

| | |
|---|---|
| (૧) સાધારણ દર | ૫ |
| (૨) લોટ દળવાના, ચોખા ખાંડવાના, ખાંડના, ડીસ્ટીલરીના, આઇસફેકટરીના, સોડાવોટરના અને દીવાસળીના કારખાનાના કામ માટે | ૬¼ |
| (૩) પેપર મીલ, વાહાણ બાંધવાના, ધાતુના, ઇલેક્ટ્રીક વગેરે કારખાનાના કામ માટે | ૭½ |
| (૪) ઇંટના તથા નળીઆના કારખાનાના, કાચના કારખાનાના પ્લાંટો | ૧૦ |
| (૫) કેનવાસ અથવા ચામડા શીવવાના કારખાનાના કામ માટે | ૧૨½ |
| (૬) ધંધાના સંબંધમાં વપરાતા મોટારકારના | ૧૫ |
| (૭) મોટાર ટેકસી–લોરી અને ગાડી માટે | ૨૦ |

૩ ઇલેકટ્રીક સાંચાકામ

| | |
|---|---|
| (૧) બેટરી | ૧૫ |
| (૨) એજન બીજા સાંચાકામ | ૭½ |

(૩) જમીનની અંદરના તાર તથા દોરડાના ૬

(૪) ઉંચે લટકતા તાર તથા દોરડાના ૨½

૪ હાઇડ્રો ઇલેક્ટ્રીક ખાતાના ૨½

૫ ઇલેક્ટ્રીક ટ્રામવે

(૧) વપરાસ પ્રમાણે ખાસ દરો છે

(૨) સાધારણ પ્લાંટ, મશીનરી અને ઓજાર-મરામત ઉપરાંત ૫

૬ ખનીજ તેલ કંપનીના સંબંધમાં

(૧) ઓઇલરો શુદ્ધ કરવા અથવા ક્ષેત્ર સંબંધમાં ૧૦

(૨) "પ્રાઇમ મુવર" ૫

(૩) પ્રોસેસ પ્લાંટ (શુદ્ધ કરવા સારૂ) ૧૦

(૪) એજન ક્ષેત્ર સંબંધી ૭½

૭ વાહાણવટા સંબંધમાં

૧ દરીઆઇ

(૧) સ્ટીમથી ચાલતાં ૫

(૨) સઢથી ચાલતાં ૪

૨ દેશના અંદરના ભાગમાં ચાલતાં નાના મોટા પ્રમાણમાં ૫ થી ૧૦

૯. કલમ ૧૦ (૨) (૬)ના પેહેલા વીશેષ ઠરાવ પ્રમાણે મોકલવાના પત્રકમાં નીચે પ્રમાણે હકીકત જોઇએ.

(૧) ઇમારત, સાંચાકામ પ્લાંટ તથા સામાનસુમનનું વર્ણન.

(૨) વધારા, ફેરફાર, સુધારા અને વધારા માટે વર્ષમાં થયલો મુડીનો ખર્ચ.

(૩) ધંધા માટે વાપરવા શરૂ કર્યાની તારીખ.

(૪) તે વર્ષમાં રદ થયલા સાંચાકામ, વેચી નાખેલા તથા રદ કરેલા પ્લાંટ, સામાનસુમન બાબતનો અસલ ખર્ચ, આગળ મળેલી છુટની રકમ, વેચાણથી ઉત્પન્ન થયલી રકમ અને પ્રથમ ઉપયોગમાં આવ્યાની અને વેચ્યાની અથવા રદ કર્યાની તારીખ.

પત્રક નીચે એકરાર કરવો કે ઇમારત, સાંચાકામ પ્લાંટ તથા સામાનસુમન મારા જાણવા તથા માનવા પ્રમાણે ____________ ની માલકીની મીલકત તા. ____________ એ પુરા થતા વર્ષમાં હતી અને એમાં લખેલી હકીકત ખરેખરી તથા પુરી છે

તારીખ (સહી) ____________

ઠેકાણું ઓદ્ધો

## (ડ) ઈનકમટેક્સ પરભાર્યો કાપ્યો હોય તેની વ્યવસ્થા બાબત.

૧૦. કલમ ૧૮ પ્રમાણેની કપાત સરકાર તરફથી થઇ હોય તો તેજ દીવસે અને બીજાઓના સંબંધમા કપાત કર્યાથી એક અઠવાડીઆમાં સરકાર જમા કરાવવી. પણ એવું ઠરાવ્યું છે કે ઇનકમટેક્સ ઓફીસરો ખાસ દાખલાઓંમાં આસીસ્ટંટ કમીશ્નરની પરવાનગી લઇને જુનની તારીખ ૧૫થી દર ત્રીજે મહીને ભરવાનું કેહેવાને મુખત્યાર છે.

૧૧. પગારના સંબંધમાં સરકારના માણસો શીવાયના બીજાઓએ કપાત કરેલી રકમ ઇનકમટેક્સ ઓફીસરને અથવા તેણે નીમણુંક કરેલા શખસને મોકલી દેવી અને તેની સાથે નોકરીએ રેહેનારનું નામ, મુદ્દત, પગારની કુલ રકમ, પ્રોવીડન્ટ ફંડ અગર વીમાની રકમ અને કાપીલીધેલી કરની રકમ બતાવનારૂં પત્રક મોકલવું જોઇએ.

૧૨. સીક્યુરીટીના વ્યાજના સંબંધમાં સરકારી અમલદારો શીવાયનાએ કપાત કરી હોય તો કપાતનીરકમ જમા કરાવવી અને તેની સાથે નીચેલખેલી વીગત મોકલવી.

(૧) સીક્યુરીટીની જાત, (૨) નંબરો (૩) તારીખ (૪) રકમ (૫) મુદ્દત (૬) વ્યાજની રકમ (૭) કરની રકમ.

૧૩. કલમ ૧૮ (૯) પ્રમાણે આપવાનું સરટીફીકેટ નીચેના નમુના પ્રમાણે કરવું જોઇએ.

નંબર

દાખલો આપવામાં આવે છે કે રૂા. દર રૂપીએ પાઇ પ્રમાણેનો ઇનકમટેક્સ આજની તારીખના નામે ચાલતી રૂપીઆ ની જાતની સીક્યુરીટી ઉપરના વ્યાજની રકમ માંથી આજની તારીખના ડ્રાફટથી કાપ્યો છે. તા.

સહી તે નીચે તે મીલકત પોતાની હોવાનો એકરાર હકદાર માણસે કરવો જોઇએ.

૧૪. કલમ ૨૦ પ્રમાણે આપવાનું સરટીફીકેટ કંપની પોતાની આફીસના ફારમમાં ભરી મોકલશે તેથી નમુનો આપ્યો નથી.

## (ઈ) આવકનું પત્રક મોકલવા બાબત

૧૫. સરકારી અમલદારોએ કલમ ૨૧ પ્રમાણે ઇનકમટેક્સ ઓફીસરને પત્રક મોકલવાનુ છે તે બાબત આ કાનુન છે.

૧૬. કલમ ૨૧ અ પ્રમાણે પગારના મથાળામાં આવતી ઓછામાં ઓછી આવકની રકમ દરવરસે રૂા. ૧૬૦૦ની છે.

૧૭. કલમ ૨૧ પ્રમાણે મોકલવાના પત્રકનો છાપેલો નમુનો પુરો પાડવામાં આવશે.

૧૮. કલમ ૨૨ (૧) પ્રમાણેનું કંપનીએ મોકલવાના આવકના પત્રકમાં નીચે પ્રમાણેની વીગત લખવાની છે.

(૧) તા. એ પુરા થતા વર્ષ માટે નફા ટોટાના હીસાબ પ્રમાણે થયલી આવક અથવા નફાની રકમ તેમાં જે રકમો મજરે મળી શકતી નથી તે ઉમેરવી અને તેમાંથી જે આવકમાંથી ઇનિકમટેક્સ કપાઇ ગયો હોય તે તથા ઇનકમટેક્સની છુટ વાળી સીક્યુરીટીના વ્યાજની રકમ બાદ કરવી અને છેવટની કર આકારવા લાયક રકમ લખવી અને કર આકારવા લાયક મીલકતની વિગતનું પત્રક મોકલવું અને તે નીચે એકરાર કરવો.

૧૯. કલમ ૨૨ (૨) પ્રમાણે મોકલવાના પત્રકનું છાપેલું પત્રક નોટીસ સાથે આવશે તે ભરી મોકલવું હીસાબ રાખવાની બે જુદી જુદી રીત મંજુર થયલી છે માટે જેને લગતુ જે ફારમ હોય તેજ તેણે ભરવાનું છે.

## (એફ) માગણીની નોટીસ બાબત.

૨૦. કલમ ૨૯ પ્રમાણે માગણીની નોટીસનું ફારમ ઇનકમટેક્સ ઓફીસર તરફથી આવશે અને તેની સાથે આકરણીનું પત્રક* પણ આવશે.

## (જી) અપીલના નમુના બાબત.

૨૧. કલમ ૩૦ (૩) પ્રમાણેની અપીલ નીચે બતાવેલા નમુના પ્રમાણે કરવી—

* આ પત્રક આવવુંજ જોઈએ જો નહી આવે તો મંગાવવું અને તેમા આવકના સાધનોથી વીગત લખી હોય છે તે બરાબર સમજી લેવી અને તે નોટીસમાં બતાવેલી રકમ પ્રમાણે મળી રેહે છે કે કેમ અને આકારણી બરાબર છે કે કેમ તે જેવુ અને વધારે રકમની આકારણી થઈ હોય તો જરૂર પ્રમાણે કર ભરનાર અપીલ કરવાને મુખત્યાર છે. આકારણીના પત્રકનો નમુનો કાનુનો પુરી થયા પછી આપ્યા છે.

મેહેરબાન ના ઇનકમટેક્સના આસીસ્ટંટ કમીશનર જોગ–
તા– માહે સને

હું નીચે પ્રમાણે અરજ કરૂં છું:—

૧ સને ૧૯૨૨ના હીંદુસ્તાનના આવક ઉપરના કર બાબતના આકટની રૂએ મારા ઉપર સને ૧૯ ના એપ્રીલ મહીનાની પેહેલી તારીખે શરૂ થતા વર્ષ માટે રૂા. નો કર આકાર્યો છે અને મારા પર આ લગત મોકલેલી નોટીસની બજામણી તા– ને રોજ થયલી છે.

૨ પાછલા વર્ષને માટે એટલે કે સને અથવા સંવત અથવા સાલના મહીનાની તારીખે પુરા થતા છેલ્લા વર્ષને માટે મને પ્રાપ્ત થયલી આવક તથા મળેલો નફો હતો.

૩ આવી આવક અને નફો મહીના અને દીવસ દરમ્યાન ખરેખર પ્રાપ્ત થયલાં છે.

૪ સરદહુ વર્ષમાં મને બીજી કાંઇ આવક અથવા નફો થયો ન હતો.

૫ મેં કલમ ૨૨ (૨) પ્રમાણે આવકનું પત્રક ના ઇનકમટેક્સ ઓફીસરને મોકલ્યું હતું અને મારા ઉપર કમલ ૨૩ (૨) અથવા ૨૨ (૪) પ્રમાણે બજાવેલી નોટીસની સઘળી શરતો મેં પાળી છે માટે હું અરજ ગુજારૂં છું કે મારા ઉપર તેના પ્રમાણમાં કર આકારવો ( અથવા હુ સદરહુ આકટ મુજબના કરને પાત્ર નથી એમ ફરમાવવું. )

( સહી )

અપીલ કરવાના કારણો અહીં લખવાં.

× × × ×

હું ઉપલી અરજીમાં જણાવેલો અરજદાર એકરાર કરૂં છું કે મેં અરજીમાં જે લખ્યું છે તે મારા જાણવા તથા માનવા પ્રમાણે સાચું છે.

(સહી)

૨૨. કલમ ૩૨ (૨) પ્રમાણે અપીલ નીચે બતાવેલા નમુના પ્રમાણે કરવી.

મહેરબાન ના ઇનકમટેક્સ કમીશનર જોગ—
તા માહે સને

હું નીચે પ્રમાણે અરજ કરૂં છું:—

સને ૧૯૨૨ ના હીંદુસ્તાનના આવક ઉપરના કર બાબતના એકટની

કલમ ૩૧ (૩) પ્રમાણે મારો કર એસીસ્ટંટ કમીશનરે રૂા.        ઉપરથી રૂા.        વધાર્યો છે.

૨. હું અરજ કરૂં છું કે વધારેલો કર નીચે લખેલા કારણોથી રદ કરવો જોઇએ અથવા કમી કરી રૂા.        કરવો જોઇએ.

સહી

કારણો લખવાં તથા તે નીચે એકરાર કરવો.

## (એચ) ખેતીની પેદાશ તથા ખેતી શીવાયની પેદાશ સેળભેળ હોય તે બાબત.

૨૩. આવકનો કેટલોક ભાગ ખેતીવાડીથી ઉત્પન્ન થતો હોય અને કેટલોક ભાગ ધંધારોજગારથી ઉત્પન્ન થતો હોય તો કરને પાત્ર સખસને તે આવકમાંથી પોતે ખેતીમાંથી ઉત્પન્ન કરેલા અથવા ગણોતમાં મળેલા માલની તે વેપારમાં કામમાં આવતા પેહેલાં મુળ સ્થીતીમાં હતો તે વખતની બજાર કીંમત અથવા પોતાના ધંધાના હીસાબમાં તેના થયલા વકરાની રકમ બાદ કરવી એટલે ધંધારોજગારનો આવક બાકી રેહેશે અને પછી ખેડુત અથવા ગણોતમાં માલ લેનાર તરીકે કરેલા ખર્ચની કાંઇપણ છુટ મળશે નહીં.

૨૪. કાનુન ૨૩ના માટે બજાર કીંમતનો અર્થ નીચે પ્રમાણે છે.

(અ) જ્યારે ખેતીનો માલ તેની મુળ સ્થીતીમાં સાધારણ રીતે વેચાતો હોય તે અથવા બજારમાં લઇ જવા લાયક કરવાને સાધારણ રીતે જે ક્રિયા થાય છે તે ક્રિયા કર્યા પછી જે વર્ષમાં કરની આકારણી થતી હોય તેના આગલા વર્ષે તે માલ જે કીંમતે વેચાયો હોય તેની સરાસરી પ્રમાણેની કીંમત.

(બ) જ્યારે ખેતીનો માલ તેની મુળ સ્થીતીમાં બજારમાં સાધારણ રીતે નહીં વેચાતો હોય તો તેને ખેતીથી ઉત્પન્ન કરવાના ખર્ચની રકમ તથા જે જમીનમાં ઉગાવવામાં આવ્યો હોય તે જમીનના આપેલા જમીન મેહેસુલ અથવા ગણોતની રકમ તથા જે જાતનો માલ ઉત્પન્ન થયો હોય તે જાતના માલના સંબંધમાં બોર્ડ ઓફ ઇન્લેન્ડ રેવીન્યુ વખતો વખત એ બે જાતના ખર્ચના કુલ કરની જેટલા ટકા ઠરાવે તેટલા ટકા પ્રમાણેની રકમ એ ત્રણે રકમનો સરવાળો.

## (આઇ) જીંદગી તથા બીજીજાતના વીમાની કંપનીની આવકની ગણત્રી બાબત.

કાનુન ૨૫ થી ૩૦ જીંદગીના તથા બીજી જાતના વીમા કંપનીના નફા કેવી રીતે ગણવા તે સંબંધી છે અને તે કાનુનો અંગ્રેજી ભાષામાં વધારે સારી રીતે સમજણ પડે એવી રીતે મુંબઈ સરકારનું ગેઝીટ ભાગ પહેલો તા ૧૩ જુલાઇ ૧૯૨૨ ને પાને ૧૫૦૮મે છાપેલા છે અને વીમા કંપની પોતાનો હીસાબ વગેરે ઘણુંખરૂં અંગ્રેજીમાં રાખે છે માટે તે ગેઝીટમાંથી વાંચી જોવા.

## (જે) ડીવાઇડીંગ સોસાયટીની આવકની ગણત્રી બાબત.

૩૧. ડીવાઇડીંગ સોસાયટી અથવા આકારણીના કામ ચલાવતી કંપનીની આવક તથા નફો અને પેદાશ આગલા વર્ષમાં જે પ્રીમીયમની આવક થઇ હોય તેના સેંકડે પંદર ટકા લેખે ગણવાં. અને બ્રીટીશ હીંદુસ્તાનમાં નહી રેહેતી કંપનીની બાબતમાં આગલા વર્ષમાં બ્રીટીશ હીંદુસ્તાનને લગતી પ્રીમીયમની પેદાશના સેંકડે પંદર ટકા લેખે ગણવાં.

૩૨. કાનુન ૨૫ થી ૩૧માં ગમે તેમ લખ્યું હોય છતાં એક કરતાં વધારે કામ સારૂ ચલાવવામાં આવતી વીમા કંપનીની કુલ આવક તેના બધી જાતના ધંધામાંથી ઉત્પન્ન થતી કુલ પેદાશ ઉપરથી નકકી થશે.

## (કે) બ્રી. હીંદુસ્તાન બાહાર રેહેનારની આવકની ગણત્રી બાબત.

૩૩. બ્રીટીશ હીંદુસ્તાન બહાર રેહેતા કોઇ સખસને થતા અથવા ઉત્પન્ન થતા નફાની ખરેખરી રકમ જે બાબતમાં ઇનકમટેકસ ઓફીસરથી નકકી થઇ શકતી નહીં હોય તે બાબતમાં ઇનકમટેકસની આકારણીના કામ સારૂ તેવી આવક અથવા નફો તેણે એટલે કરને પાત્ર શખસે કરેલા ઉથલાના રકમના ઇનકમટેકસ ઓફીસરને વ્યાજબી લાગે તેટલા ટકા પ્રમાણે ગણી લેવા અથવા તેવા શખસના ધંધાની કુલ પેદાશને તેના ધંધાના કુલ વકરા સાથે સરખાવતાં જે પ્રમાણ થાય તે પ્રમાણ પ્રમાણે રકમ ગણવી અથવા ઇનકમટેકસ ઓફીસરને જે વ્યાજબી લાગે તે રીતે ગણવી.

૩૪. કાયદાની કલમ ૪૨(૨) માં બતાવેલી રીતે ચાલતા ધંધામાંથી ઉત્પન્ન થતી આવક આગલી કાનુન ( ૩૩ મી ) પ્રમાણે ઇનકમટેકસની આકારણી માટે ગણી શકાય.

૩૫. બ્રીટીશ હીંદુસ્તાનની બાહારની વીમા કંપનીની શાખાની કુલ

પેદાશ બાબત ખાત્રી લાયક આધાર મળતો નહીં હોય તો પ્રીમીયમની કુલ રકમ સાથે હીંદુસ્તાનના પ્રીમીયમના કુલ રકમને સરખાવતાં જે પ્રમાણ આવે તે પ્રમાણ પ્રમાણે તે કંપનીઓની કુલ પેદાશ ગણી લેવી.

૩૬ કાયદાની કલમ ૪૮ પ્રમાણે ઇનકમટેક્સના રીફંડની અરજી નીચે બતાવેલા નમુના પ્રમાણે કરવી જોઇએ.

હું                                                  રેહેવાસી
નો આથી જાહેર કરૂં છું કે તમામ સાધનોથી ઉત્પન્ન થયલી મારી આવક
તા. ૩૧ માર્ચ          ના વર્ષમાં ફક્ત રૂા.                              હતી.
તેથી હું અરજ ગુજારૂં છું કે
મારા પગારની કપાતમાંથી રૂા.
સીક્યુરીટીના વ્યાજની ,, રૂા.
કંપનીના ડીવીડન્ડની ,, રૂા.
———— નામની નોંધાયલી પેઢી જેના હું એક ભાગીદાર છું તેના ભાગની કપાતમાંથી રૂા.                    ની રકમ પાછી આપશો.
(સહી).

સુચના:—જે બાબત રીફંડ માગવાનું ન હોય તે બાબત ઉપલી અરજીમાંથી કાઢી નાખવી.

હું એકરાર કરૂં છું કે આમાં લખેલી હકીકત ખરી છે. તા.
(સહી).

૩૭ કાનુન ૩૬ પ્રમાણેની અરજીની સાથે કલમ ૨૨માં બતાવેલું કુલ પેદાશનું પત્રક જો તે ઇનકમટેક્સ ઓફીસરને પ્રથમ મોકલ્યું નહીં હોય તો મોકલવું.

૩૮ જો સીક્યુરીટીના વ્યાજના સંબંધમાં અથવા કંપનીઓના ડીવીડન્ડના સંબંધમાં કાનુન ૩૬ પ્રમાણેની અરજી હોય તો તે અરજી સાથે કલમ ૧૮ (૯) અથવા કલમ ૨૦ પ્રમાણેના સરટીફીકેટો મોકલવા જોઇએ.

૩૯ કાનુન ૩૬ પ્રમાણેની અરજી જે ડીસ્ટ્રીકટમાં અરજદાર સીધી રીતે ઇનકમટેક્સને પાત્ર હોય તે ડીસ્ટ્રીકટના ઇનકમટેક્સ ઓફીસરને અથવા જો તેમ ન હોય તો જે ડીસ્ટ્રીકટમાં તે સાધારણ રીતે રેહેતો હોય તે ડીસ્ટ્રીકટ માટે નીમાયલા ઇનકમટેક્સ ઓફીસરને કરવી જોઇએ.

૪૦ કાનુન ૩૬ પ્રમાણેની અરજી અરજદાર જાતે અથવા અધિકાર આપેલા એજન્ટ (મુખત્યાર) મારફત આપી શકે અથવા ટપાલમાં મોકલી શકે.

# એસેસમેન્ટ ફોર્મ.

અથવા

## આકારણીનું પત્રક.

સને ૧૯૨   -૨ મારેની આકારણી.

જીલ્લો—

કરને પાત્ર શખસનું નામ.

ઠેકાણું

| અનુક્રમ નંબર. | આવકના વિગતવાર સાધનો. | આવકની રકમ રૂ. | આવકના ઉત્પન્નની જગ્યાએ કાપેલો કર રૂ. આ. | શેરો |
|---|---|---|---|---|
| ૧ | પગાર | | | |
| ૨ | સીકયુરીટીપરનું વ્યાજ | | | |
| ૩ | મીલકત | | | |
| ૪ | ધંધોરોજગાર વેપાર | | | |
| ૫ | ધંધો ( વકીલાત, ડાકટરી ) | | | |
| ૬ | બીજાં સાધનો | | | |

(૧) કુલ આવક                                                   રૂ. આ.

(૨) પ્રોવીડન્ટ ફંડ વીમાની પોલીસીની પ્રીમીયમ   રૂ.   આ.
વગેરેની કપાત

(૩) નોંધાયલી પેઢીમાંથી અથવા (કંપનીના)
ડીવીડન્ડની મળેલી ભાગની રકમની કપાત

(૪) હિંદી સરકારની કરથી મોકળી એવી લોનના
વ્યાજની રકમની કપાત

(૫) કર આકારવાની હવે ગણવાની આવક..............

(૬) લાગુ પડતો દર, રૂપીએ પાઇ.........................

(૭) કરની રકમ..................................................

(૮) કલમ ૧૭ મુજબનો ઘડાડો                 રૂ.   આ.

(૯) પગાર અને સીકયુરીટીના વ્યાજની
ઉત્પન્નની જગ્યાએ થઇ ગયલી કપાત જે
કલમ ૧૮ (૫) મુજબ મજરે આપવાની છે...........

(૧૦) (કંપનીના) ડીવીડન્ડને લઇને કરના ઘટાડાની
રકમ દર રૂ. ઉપર.........પાઇ પ્રમાણે..................
(૧૧) નોંધાયલી પેઢીની ભાગની આવકને લીધે ઘટાડાની
રકમ દર રૂા ઉપર......પાઇ પ્રમાણે..................
(૧૨) કરની ચોખ્ખી રકમ..............................
(૧૩) કલમ ૨૮ અથવા કલમ ૨૫ (૨) મુજબનો દંડ
(૧૪) આપવાની કુલ રકમ તેમજ શબ્દમાં............

## ધી ઇન્ડીઅન ફીનેન્સ એકટ ૧૯૨૨.

× × × × × × × ×

૧. (૧) આ એકટને "ઇન્ડીઅન ફીનેન્સ એકટ સને ૧૯૨૨ નો" કહેવો.

× × × × × × × ×

૭. (૧) સને ૧૯૨૨ના એપ્રીલની ૧ લી તારીખથી શરૂ થતા વર્ષ માટેનો ઇનકમટેક્ષ ત્રીજા પરિશિષ્ટના ૧ લા ભાગમાં બતાવેલા દરે લેવામાં આવશે.

(૨) સને ૧૯૨૨ના એપ્રીલ મહીનાની પહેલી તારીખથી શરૂ થતા વર્ષ માટે સુપરટેક્ષના દર હિન્દુસ્તાનના ઇનકમટેક્ષ એકટ ૧૯૨૨ ની કલમ ૫૫ ના કારણ સારૂ ૩ જા પરિશિષ્ટના ૨ જા ભાગમાં બતાવેલા દર મુજબનાજ છે.

(૩) ૩ જા પરિશિષ્ટના કારણો સારૂ "કુલ આવક" આ શબ્દોનો અર્થ, સને ૧૯૨૨ ના હિન્દુસ્તાનના ઇનકમટેક્ષ એકટની કલમ ૨ ની પેટા કલમ (૧૫) માં જેની વ્યાખ્યા કરી છે તે 'કુલ આવક' છે.

× × × × × ×

## પરિશિષ્ટ નં. ૩.

(જુઓ કલમ ૭)

### ભાગ ૧.

### ઇનકમટેક્ષના દર.

(અ) દરેક વ્યકિત, બિન નોંધાયલી પેઢી, અને અવિભકત હિન્દુ કુટુમ્બની બાબતમાં:—

(૧) જ્યારે કુલ આવક રૂપીઆ ૨૦૦૦) થી ઓછી હોય દર કાંઇ નહિ.

(૨) જ્યારે કુલ આવક રૂ. ૨૦૦૦) અથવા તેથી ઉપર હોય પણ રૂ. ૫૦૦૦ની અંદર હોય. દર રૂપીએ પાંચ પૈ.

(૩) જ્યારે કુલ આવક રૂ. ૫૦૦૦) અથવા તેથી ઉપર હોય પણ રૂ. ૧૦૦૦૦) ની અંદર હોય. દર રૂપીએ છ પૈ.

(૪) જ્યારે કુલ આવક રૂ. ૧૦૦૦૦) અથવા તેથી ઉપર હોય પણ રૂ. ૨૦૦૦૦) ની અંદર હોય. દર રૂપીએ નવ પૈ.

(૫) જ્યારે કુલ આવક રૂ. ૨૦૦૦૦) અથવા તેથી ઉપર હોય પણ રૂ. ૩૦૦૦૦)ની અંદર હોય. દર રૂપીએ એક આનો

(૬) જ્યારે કુલ આવક રૂ. ૩૦૦૦૦) અથવા તેથી ઉપર હોય પણ રૂ. ૪૦૦૦૦)ની અંદર હોય. દર રૂપીએ એક આનો ને ત્રણ પૈ.

(૭) જ્યારે કુલ આવક રૂ. ૪૦૦૦૦) અથવા તેથી ઉપર હોય. દર રૂપીએ એક આનો છ પૈ.

(બ) દરેક કંપની અને નોંધાયલી પેઢીની બાબતમાં તેની ગમે તે આવક હોય તેના પર. દર રૂપીએ એક આનો ને છ પૈ.

## ભાગ ૨.

## સુપરટેક્ષના દર.

કુલ આવક જો રૂ. ૫૦૦૦૦) કરતાં વધારે હોય તો તો જેટલો આવો વધારો હોય તેની બાબતમાં

(૧) દરેક કંપનીની બાબતમાં. દર રૂપીએ એક આનો

(૨) (અ) દરેક અવિભકત હિંદુ કુટુંબની બાબતમાં

(૧) વધારાના પહેલા રૂ. ૨૫૦૦૦)ની બાબતમાં કાંઇ નહિ

(૨) એવા વધારાના બીજા રૂ. ૨૫૦૦૦)ના દરેક રૂપીઆ પર દર રૂપીએ એક આનો

(બ) દરેક શખસની અને બીન-નોંધાયલી પેઢીની બાબતમાં એવા વધારાના પેહેલા રૂ. ૫૦૦૦૦)ના દરેક રૂપીઆ ઉપર. દર રૂપીએ એક આનો

(ક) દરેક શખસની, દરેક બીન નોંધાયલી પેઢીની, તથા દરેક અભિકત હિંદુ કુટુંબની બાબતમાં—

૧ એવા વધારાના બીજા રૂ. ૫૦૦૦૦ના દરેક રૂપીઆ ઉપર-દર રૂપીએ દોઢ આનો.

૨ એવા વધારાના ત્રીજા રૂા. ૫૦૦૦૦ના દરેક રૂપીઆ ઉપર—દર રૂપીએ બે આના.

૩ એવા વધારાના ચોથા રૂા. ૫૦૦૦૦ના દરેક રૂપીઆ ઉપર—દર રૂપીએ અઢી આના.

૪ એ વધારાના પાંચમા રૂા. ૫૦૦૦૦ના દરેક રૂપીઆ ઉપર—દર રૂપીએ ત્રણ આના.

૫ એવા વધારાના છઠ્ઠા રૂા. ૫૦૦૦૦ના દરેક રૂપીઆ ઉપર—દર રૂપીએ સાડાત્રણ આના.

૬ એવા વધારાના સાતમા રૂા. ૫૦૦૦૦ના દરેક રૂપીઆ ઉપર—દર રૂપીએ ચાર આના.

૭ એવા વધારાના આઠમાં ૫૦૦૦૦ના દરેક રૂપીઆ ઉપર—દર રૂપીએ સાડાચાર આના.

૮ એવા વધારાના નવમાં રૂા. ૫૦૦૦૦ના દરેક રૂપીઆ ઉપર—દર રૂપીએ પાંચ આના.

૯ એવા વધારાના દશમાં રૂા. ૫૦૦૦૦ના દરેક રૂપીઆ ઉપર—દર રૂપીએ સાડાપાંચ આના.

૧૦ વધારાની બાકીની રકમના દરેક રૂપીઆ પર એટલે કુલ સાડાપાંચ લાખ ઉપરાંતની આવક ઉપર—દર રૂપીએ છ આના.

---

# (અ) ઈનકમટેકસ કાયદાનો ઈતીહાસ.

રાજ્યતંત્ર ચલાવવાને સારૂ રાજ્ય ચલાવનારને નાણાની જરૂર પડે છે અને તેને માટે સીધી રીતે અથવા આડકતરી રીતે વેરા નાંખવા પડે છે. આડકતરી રીતે વસુલ કરેલા વેરા તમામ વર્ગની રૈયત ઉપર પડે છે અને તે ગરીબ અથવા તવંગર ઉપર એક સરખા પડે છે. સીધા વેરા ઘણુંખરૂં પૈસા અથવા સ્થીતીના પ્રમાણમાં પડે છે. પણ તે હિંદુસ્તાનનાં રહીશોને નવા હોવાથી આકરા લાગે છે. હીંદુસ્તાન સરકાર તરફથી સને ૧૮૭૭ સુધી સીધો વેરો લેવામાં આવતો નહોતો અને ત્યાર પછી લાઇસન્સ ટેકસ લેવાનો શરૂ થયો. એટલે ત્યારથી એટલે સને ૧૮૭૮ ના લાઇસન્સ ટેકસ એકટથી સીધા વેરાની શરૂઆત થઇ. પણ તે કરમાંથી કેટલાકો બચી જવાના કારણે સને ૧૮૮૬ના જાનેવારી માસની ૪થીએ ઓનરેબલ સર એ. કોલવીને તેને સુધારવાનુ બીલ, જેને પછી સને ૧૮૮૬ના ઈનકમટેકસ એકટનુ નામ આપ્યું, ધારા સભામાં રજુ કર્યું તે વખતે જાહેર કર્યું કે નાણા સંબંધી સરકારની સ્થીતી સારી ન હોવાથી ખુટતી રકમને પોહોંચી વળવાને સારૂ સીધા વેરાને વ્યાજબી એકસરખા ધોરણપર મુકી ઉપજનો વધારો કરવામાં આવ્યો છે અને તેમ કરવામાં પ્રજાના જે વર્ગો સરકારી બંદોબસ્તથી વધારે લાભ મેળવવા છતાં .કરમાંથી બચી જતા હતા તેઓને કરને પાત્ર ઠરાવવાની યોજના કરવામાં આવી છે. એવા શખસોની સંખ્યા કુલ ૮૦૦૦૦ હતી અને ખોટ પાઉન્ડ ૨૮૦૦૦૦૦ની પુરવાની હતી કેમકે તે વખતે રૂશીઆ જોડે લડાઇ જાગવાનો સંભવ હતો તેને માટે બચાવના કામ વગેરે માટે તૈયારી રાખવાનો ખર્ચ થયલો હતો અને ચાંદીના બજારની અચોક્કસ સ્થિતિનો વિચાર કરવાનો હતો. તે વખતે કાઉન્સીલના નામદાર પ્રેસીડન્ટે પણ કેહેલું કે ગરીબ ખેડુત રૈયત મીઠાનો વેરો ભરે છે અને જમીન મેહેસુલ તથા લોકલ ફંડ ભરે છે. વેપારી અને ધંધાદારીઓ લાઇસન્સ ટેક્સ ભરે છે પણ વકીલ અને ડાક્તર જેવા ઉંચા ધધા કરનારા તથા સરકારી નોકરો અને એવીજ સ્થીતીના બીજા માણસો બચી જાય છે તે સર્વને એક સરખો ઇન્સાફ થવો જોઇએ અને તેથી ઇન્સાફને ખાતર આ કર મુકવામાં આવ્યો છે અને મુંબઇમાં મળેલી નેશનલ કોંગ્રેસે પણ એવો મત આપ્યો છે વગેરે. સને ૧૮૮૬ના કાયદામાં રૂા. ૫૦૦) થી રૂા. ૧૯૯૯ની વાર્ષિક આવક પર દર રૂપીએ ચાર પૈ અને રૂા. ૨૦૦૦)ની અથવા તેથી ઉપરની આવક પર દર રૂપીએ પાંચ પૈ લેખે કર લેવાનો હતો. આ કાયદો પસાર થયા પછી આસરે બત્રીસ વર્ષે તેને રદ કરી સને ૧૯૧૮નો કાયદો કરવામાં આવેલો અને રૂા. ૧૦૦૦ થી રૂા. ૧૯૯૯ સુધીની આવક ઉપર

દર રૂપીએ ચાર પઇ અને તે ઉપરાંતની આવક ઉપર દર રૂપીએ પાંચ પઇથી માંડી છેવટ આવકના પ્રમાણમાં દર રૂપીએ એક આના સુધી લઇ જવામાં આવ્યો પણ તેના આગલા વરસથી રૂા. ૫૦૦૦૦ ની ઉપરની આવકવાળા ઉપર સુપરટેક્સ (વધારાનો વેરો) દર રૂપીએ એક આનાથી ચઢતા દર રૂપીએ ત્રણ આના સુધી સને ૧૯૧૭ના કાયદાથી લેવાનો ચાલુ થએલો. સને ૧૮૮૬ના એક્ટમાં આવકની ગણત્રી કરવામાં જુદા જુદા પ્રાંતોમાં જુદો જુદો વહીવટ ચાલતો હતો; તે સુધારી નવો સને ૧૯૧૮નો એક્ટ પસાર થયો તે પ્રમાણે કર ભરનારની કુલ આવક (જુદા જુદા ધંધામાં થએલી દરેક પેદાશનો સરવાળો) તેના ઉપર આવકનો દર ઠરાવવામાં અને કર આપવા જોગ પેદાશ નક્કી કરવામાં ગણત્રીમાં લેવી એમ ઠરાવ્યું. વળી તે વખતે હેતુ તથા કારણોના નિરૂપણમાં એમ પણ કેહેવામાં આવ્યું છે કે કર ભરનાર ઉપર આકારણીની સુધારેલી રીત વાપરવામાં આવી છે તેથી જો કે ઉપજ વધે એમ છે તો પણ ઉપજ વધારવાનો આ કાયદાનો હેતુ નથી. વળી સને ૧૮૮૬ના કાયદામાં જો કે પાછલા વર્ષની આવક ઉપર કરના ગણત્રી કરવામાં આવતી હતી પણ તે પાછલા વર્ષના બાકી રેહેલા કર તરીકે કર લેવામાં આવતો નહોતો પણ ચાલુ સાલના કર તરીકે લેખાતો હતો અને સગવડની ખાતર એવુ ઠરાવેલું કે ધંધા રોજગારના સંબંધમાં પાછલા વરસની આવક ચાલુ સાલની કાયદાથી ઠરેલી કર આપવા જોગ આવક ગણવી અને તેજ કારણથી સને ૧૮૮૬ના કાયદામાં એક એવી કલમ દાખલ કરેલી કે કર ભરનાર ગુજરી જવાથી અગર નાદાર થવાથી અથવા એવા કોઇ ખાસ કારણને લીધે આવક બંધ પડે અગર નુકસાન થાય તો ચાલુ વરસની આવક ધ્યાનમાં લઇ આકારણીમાં યોગ્ય ફેરફાર કરવો. ત્યાર પછીના ૧૯૧૮ના કાયદામાં એવા ધંધા રોજગારના સંબંધમાં વધારા ઘટાડા ( adjustment ) ની રીત દાખલ કરવામાં આવી એટલે જેમ આવક ઘટે તો કર ઓછો થાય તેમ આવક વધે તો કરમાં વધારો થાય. આ રીત પણ અવગડ ભરેલી લાગવાથી આ નવા કાયદા એટલે સને ૧૯૨૨ના કાયદામાં ફેરફાર કર્યો છે અને પાછલા સાલની આવક ઉપરજ ત્યારપછી કર લેવામાં આવશે (જુઓ હે. કા. ની તથા સી. કા. રી.)

વળી સને ૧૮૮૬ માં સને ૧૯૧૮ ના એક્ટથી એક બીજો મુખ્ય સુધારો દાખલ થયો છે તે એ છે કે સને ૧૮૮૬ ના એક્ટ પ્રમાણે ઇનકમટેક્સ કલેક્ટર કર ભરનારને પુછ્યા વગર કરની આકારણી કરી લેતા અને કર ભરનારને તે આકારણી વ્યાજબી ન લાગે તો કર ભરનાર તેનેજ

અપીલ કરતા હતા. પણ કરના દરો વધી જવાથી આ રીત છોડી દેવામાં આવી અને ૧૯૧૮ ના કાયદા પ્રમાણે આવકનું પત્રક કરને પાત્ર શખસ પાસેથી માંગવાનું એ કાયદાથી શરૂ થયુ અને તે પત્રકના ખરાપણાની ખાત્રી કરાવવા સારૂ જ્યારે ઇનકમટેક્સ કલેકટર દફતર અથવા મ્હોડાનો પુરાવો માગે ત્યારે રજુ કરવાની ફરજ કરને પાત્ર સખશને માથે નાખવામાં આવી. વળી એક ત્રીજો મુખ્ય સુધારો આકારણીનું વરસ (પાછલું વરસ) કેવી રીતે ગણવું તે બાબત પણ થયો હતો. સને ૧૯૨૨ના કાયદામાં આ બન્ને બાબતમાં કેવી રીતે સુધારો થયો છે તે હેતુ તથા કારણના નિરૂપણથી અને સીલેકટ કમીટીનો રીપોર્ટ વાંચ્યાથી સ્પષ્ટ થશે. વળી એક સુધારો સને ૧૯૧૮ના એકટથી એ થયો કે વીભાગોના કમીશ્નરોને ચીફ રેવીન્યુ ઓથોરીટીના નામથી કરની આકારણી ફરી તપાસવાનો અધિકાર તથા મુકદમાની વીગત હાઇકોર્ટમાં મોકલવાનો અધિકાર આપવામાં આવ્યો હતો પણ આ ૧૯૨૨ના કાયદાથી એ અધિકાર ઇલાકાના ઇનકમટેક્સ કમીશનરને આપવામાં આવ્યો છે અને વળી એવું પણ ઠરાવ્યું છે કે કમીશનર કાયદાને લગતો કોઇ પ્રશ્ન ઉભો થતો નથી એવા સબબથી કોઇ પણ કામની વિગત તૈયાર કરવાની ના પાડે તો કરને પાત્ર શખસ હાઇકોર્ટને પરભારી અરજી કરી શકે છે. આ સુધારો ઘણો અગત્યનો છે. બીજા સાધારણ સુધારા થયલા છે તે હેતુ તથા કારણના નિરૂપણ અને સીલેકટ કમીટીના રીપોર્ટમાં વિસ્તાર પૂર્વક લખ્યા છે તે વાંચી લેવા–મુખ્ય નીચે પ્રમાણે છે.

(૧) રીફંડ બાબતની કાનુનોમાં ફેરફાર થયો છે તેથી રીફંડ કર ભરનારનાં તાલુકામાંથીજ મળશે.

(૨) સુપર ટેક્સ કાયદાને આ કાયદામાં એકત્ર કરવામાં આવ્યો છે

(૩) કરને પાત્ર શખસને ઇનકમટેક્સ આફીસમાં જાતે હાજર રહેવાની ફરજ નથી મુખત્યાર મારફત હાજર રહી શકે.

(૪) ઇમારત સંચા અને સામાન સુમનની કીમતના ઘટાડાના દર નક્કી કરવામાં આવ્યા છે.

(૫) કરના દરો આ કાયદામાં લખ્યા નથી પણ ફાઇનેન્સ એકટમાં બતાવવામાં આવશે.

(૬) ખેતીવાડીની આવક ખેતીનો માલ દુકાન પર વેચે તોપણ તે કરને પાત્ર થતી નથી. એ સુધારો લોકોના લાભમાં થયો છે.

(૭) ખાનગી ગૃહસ્થોએ રાખેલા નોકરોના પગાર કરને પાત્ર હોય તો તેઓ હવે આ કાયદાથી ઇનકમટેક્સ કાપી લેવા બંધાયલા છે તેમજ

તેઓ વાર્ષિક રૂ. ૧૬૦૦ થી ઉપરના પગારના નોકરોનું પત્રક મોકલવાને બંધાયલા છે.

(૮) પેઢી કેવી રીતે નોંધાવી શકાય તેની રીત આપવામાં આવી છે અને એવી નોંધાયલી પેઢીને જો કે અસલ કાયદા પ્રમાણે આ કાયદામાં પણ ભારેમાં ભારે દરથી કરને પાત્ર ઠરાવી છે તોપણ પછીથી ભાગીદારોના ભાગની રકમ તેની ખાનગી આવકમાં ઉમેરતાં કુલ રકમને લાગુ પડતા દરેથીજ કરની આકારણી થશે એટલે કંઇ નુકશાન નથી પણ સુપરટેક્સને પેઢીની પેદાશ પાત્ર નથી એટલો ફાયદો થયો છે.

(૯) કંપનીની આવક ઉપરની સુપરટેક્સ લેવાની રકમમાં ફેરફાર કરવામાં આવ્યો છે જે શેરહોલ્ડરોને નુકશાન કારક છે.

(૧૦) હીસાબી નામાની બે રીતો મંજુર થઇ છે (૧) વેપારી નામના ધોરણની રીત અને (૨) રોકડ મેળના ધોરણે રાખેલી રીત. બીજી રીત નામદાર હાઇકોર્ટથી મંજુર થઇ છે, તેથી નાના વેપારીઓને ફાયદો છે.

(૧૧) કુલ આવક ગણતી વખતે કોઇ પણ સદરે થયલી ખોટની રકમ બાદ કરવામાં આવશે.

(૧૨) ધંધોરોજગાર બંધ કર્યો હોય અને ૧૯૧૮ના કાયદા પ્રમાણે આવક ઉપર કર લેવામાં આવ્યો હોય તો તે પાછલા વર્ષની આખરથી તે એવી રીતે બંધ કર્યાની તારીખ વચ્ચેની મુદતની આવક પર કર આપવો પડશે નહીં એટલુંજ નહીં પણ પાછલા વરસના કરની રકમમાંથી પણ તુટક મુદતની આવક કમી હોય તો તફાવતની રકમ પાછી મળશે એટલે સને ૧૯૨૧-૨૨ ( સં. ૧૯૭૭)ની આવક ઉપર બે વખત કર લેવાશે તેના બદલા તરીકે છે.

(૧૩) માગણીની નોટીસનું ફારમ બદલાયું છે અને કાનુન ૨૦ માં તેનો નમુનો આપ્યો છે અને નોટીસ સાથે એ કરની આકારણીનું પત્રક પણ આવશે એટલે કયા સદરની કેટલી પેદાશ ગણવામાં આવી છે તેની ખબર પડશે. એ લોકોના લાભમાં છે.

(૧૪) કર આકારવો રહી ગયો હોય તો વર્ષ પુરૂં થયા પછી એક વર્ષની મુદત પ્રોસીડીંગ શરૂ કરવાને માટે રાખી છે અને રેકર્ડ પરથી માલમ પડી આવતીજ ફક્ત ભુલ સુધારવા માટે માગણીની તારીખથી એક વર્ષની મુદત રાખવામાં આવી છે.

(૧૫) કર આપવાની મુદત જો માગણીની નોટીસ અથવા હુકમમાં નહી લખી હોય તો તે નોટીસ અથવા હુકમની બજાવણીના મહીના

પછીનો એક મહીનો મુકી બીજા મહીનાને પેહેલે દીવસે અથવા તે પેહેલાં રકમ ભરવી જોઇએ. દાખલા તરીકે ૧૫ મી જુલાઇની બજાવણી હોય તો તા. ૧ સપ્ટેમ્બરે અથવા તે પહેલાં કરની રકમ ભરવી જોઇએ.

(૧૬) ચાલુ સાલમાં સને ૧૯૨૧-૨૨ અથવા સંવત ૧૯૭૭ની સાલની આવક ઉપર એક વખત કલમ ૫૮ પ્રમાણે અને કલમ ૩ પ્રમાણે પાછલા સાલની પેદાશ તરીકે બીજી વખત એ પ્રમાણે બે વખતે કર લેવાશે. સને ૧૯૨૩-૨૪ થી દર વરસે પાછલા સાલના ચોપડા જોઇ એક વખતનો પાકો કર લેવાશે.

## (બ) છેલ્લા કાયદામાં તથા તેનો અમલ થવામાં જે સુધારો કરવાનો રહી ગયલો છે તે બાબત સુચના-

૧ હીંદુ એકત્ર કુટુંબના સંબંધમાં જો કે ઓનરેબલ રાવબહાદુર સરમાએ સને ૧૯૧૮ ના માર્ચની ૧૪ મીની કાઉન્સીલની મીટીંગમાં અને સીલેક્ટ કમીટીમાં હીંદુ એકત્ર કુટુંબને કરને પાત્ર શખસ તરીકે એકજ વ્યકતી તરીકે ગણી લેવાના સંબંધમા સખત વીરૂધતા બતાવેલી અને હવે પછી કાયદામાં સુધારો કરતી વખતે સ્થાનિક સરકારના અભીપ્રાય આવેથી ફેરફાર કરવાનું કબુલ કરવામાં આવ્યાથી રાવબહાદુર સાહેબે એમેંડમેન્ટ ખેંચી લીધેલું. છતાં પણ હીંદુ એકત્ર કુટુંબના સંબંધમાં માંગેલો ફેરફાર થયો નથી એ એવા કુટુંબના સંબંધમાં કમનસીબીની વાત છે.

૨ હીસાબી નામાની બે રીતો મંજુર થઈ છે એટલે એક વેપારી નામાના ધોરણની રીત અને બીજી રોકડમેળના ધોરણની રીત જે નામદાર હાઇકોર્ટે મંજુર કરી છે તે રીત. એટલે એ બન્ને રીત કબુલ રાખવામાં આવી છે પણ કલમ ૨૩ (૪) નો આધાર લઇ ઇનકમટેકસ ઓફીસરને પોતાને યોગ્ય લાગે તેવા વીચાર પ્રમાણે કર આકારવાની સત્તા મળી છે તેથી કોઇપણ ગમે તેવી બાબત માગેલી હકીકત કર ભરનારે પૂરી પાડી નથી એવું કારણ બતાવી વેપારીઓના એજ દફતરો ઉપરથી ઉથલાની રકમ જોઇ તે ઉપર મરજીમાં આવે તેટલા ટકા ઠરાવી પેદાશ નકકી કરવામાં આવે છે એમ મુંબઇ ઇલાકામાં કેટલેક ઠેકાણે વહીવટ છે એટલુંજ નહીં પણ બીજા પ્રાંતોમાં હજુ આ વહીવટ ચાલુ છે એમ કેટલાએક પત્રમાંના લખાણ ઉપરથી માલમ પડે છે; તો ટકાનું ધોરણ હજુ સુધી કઇ કલમના આધારે ચાલુ રાખવામાં આવ્યું છે તેનું સ્પષ્ટ નીરાકરણ થવું જોઇએ એમ ઘણા વેપારીઓનો તેમજ મારો પણ મત છે. કલમ ૨૩ (૪) નો આધાર એટલે સુધી લેવામાં આવે છે કે કેટલીક જગ્યાએ અપીલની સુનાવણી પણ ઇનકમટેકસના આસીસ્ટંટ કમીશનર આગળ

કરવામાં આવતી નથી અને એક તરફી રીતે કાંઇપણુ આધાર વગર અપીલ રદ કરવામાં આવે છે. આ પ્રમાણે, ન્યાયના નીયમો જોતાં, થવું જોઇએ નહીં.

(૩) કાયદામાં ફકત એક એપેલેટ કોર્ટ રાખવામાં આવી છે અને વખતે એવું પણુ બને છે કે ઇનકમટેકસ ઓફીસરની આફીસમાં દફતર તપાસનાર એક્ષપટજ પાછો અપીલની સુનાવણી વખત હાજર રહી દફતર તપાસે છે તો તેમાં અપીલની નેમ સચવાતી નથી. માટે ઇનકમટેકસના આસીસ્ટંટ કમીશનરની આફીસમાં બીજો કોઈ એક્ષપર્ટ હાજર રહે તો તે વધારે સારૂં અને ઇન્સાફી ગણાય છતાં પણુ જો એ વહીવટ ચાલુજ રાખવાનું ઠરતું હોય તો આ એપેલેટ કોર્ટ ઉપર બીજી એપેલેટ કોર્ટ અપીલના કામ સારૂ ઠરાવવી જોઇએ.

(૪) અમુક રકમના કર ભરનારને એક અપીલનો અને તેનાથી ભારે કર ભરનારને બીજી કોર્ટમાં અપીલ કરવાનો હક રાખવામાં આવવો જોઇએ.

(૫) મીલકતના ભાડાંના સંબંધમાં વાર્ષિક કીમત એ સંજ્ઞાનો અર્થ વર્ષે વર્ષે જે રકમથી વ્યાજબી રીતે અમુક મિલકત ભાડે આપી શકાય તે રકમ એવો થાય છે એમ કલમ ૯માં સ્પષ્ટ ઠરાવ્યું છે છતાં કાનુન ૧૯ માં આવકના પત્રક સાથેના પરિશીષ્ટમાં કોલમ ૭ ભાડાની ખરેખરી મળેલી રકમ બતાવવા સારૂ રાખેલું છે તેનો ઉપયોગ કેવો છે તે સમજાતું નથી.

(૬) દફતર તપાસતી વખતે કોઇ બારીકીના સવાલનો જવાબ દફતર રજુ કરનાર તરત આપી શકે નહી તો તેવી બાબતમાં ઇનકમટેકસ ઓફીસર કલમ ૨૩ (૪) મુજબ પોતાની ઉત્તમ બુદ્ધિ પ્રમાણે કર આકારી લે અને પછી ઇનકમટેકસ ઓફીસરે માંગેલી હકીકત નહી પુરી પાડનારને અપીલનો હક રાખ્યો નથી એમ જવાબ આપવામાં આવે છે તેને બદલે અપીલ કરનાર એપેલેટ કોર્ટ આગળ ઉપસ્થિત થયલા પ્રશ્નનો જવાબ આપી શકે અથવા એવો પ્રશ્ન ઉપસ્થિત થઇ શકતો નથી એવી રીતનો સંતોષ આપે તો અપીલ દાખલ કરી શકાય એવો કોઇ પણુ ઠરાવ કાયદામાં થવો જોઇએ. કલમ ૨૭માં કેટલીક છુટ કર ભરનારને મળી છે તોપણુ અપીલ કરવાના હકના સંબંધમાં પુછેલા સવાલનો જવાબ નહી આપવાનું કારણુ આગળ લાવવામાં આવે તો તેથી કાયદાના અજાણુ કર ભરનારને નુકસાન થવાનો સંભવ રહે છે.

(૭) નોંધાયલી પેઢી અને જોઇન્ટસ્ટોક કંપનીને જુના કાયદામાં એક સરખી ગણેલી હતી પણુ નવા કાયદામાં નોંધાયલી પેઢી સુપરટેકસને પાત્ર નથી છતાં જોઇન્ટસ્ટોક કંપનીને સુપરટેકસ લાગુ પાડયો છે. એટલે

નોંધાયલી પેઢી જેના ભાગીદારો સારી સ્થીતીના હોવાનો સંભવ છે તેના કરતાં જોઇન્ટસ્ટોક કંપની જેના ભાગીદારો ગરીબ સ્થીતીના પણ હોઇ શકે છે અને જેનાથી હુન્નર ઉદ્યોગના કામ થાય છે તે વધારે ખરાબ સ્થીતીમાં મુકાયલા છે એ યોગ્ય નથી.

(૮) નોંધાયલી પેઢી, બીન નોંધાયલી પેઢી અને જોઇન્ટસ્ટોક કંપની એ ત્રણે પૈકી સુપરટેક્સનો બોજો જોઇન્ટ સ્ટોક કંપનીમાંથી ઉત્પન્ન થતી આવક ઉપર બે વખત પડે છે. નોંધાયલી પેઢીને સુપરટેક્સ ભરવાનોજ નથી. જો તેના ભાગીદારોની વ્યક્તી તરીકેની આવક સુપરટેક્સને લાયક હોય તો તે ભાગીદારને વ્યક્તી તરીકે સુપરટેક્સ ભરવો પડશે. બીન નોંધાયલી પેઢી પેઢી તરીકે સુપરટેક્સને પાત્ર છે પણ કલમ ૫૫ના વધારામાં એવું જણાવવામાં આવ્યું છે કે જ્યારે અમુક બીન નોંધાયલી પેઢીની આવકમાંથી સુપરટેક્સ કાપી લેવામાં આવેલો હોય ત્યારે તેના ભાગીદારની પેઢીમાંથી આવતી ભાગે પડતી આવક ઉપર ફરીથી સુપરટેક્સ લેવામાં આવશે નહીં એટલે અમુક આવક ઉપર એકજ વખત સુપરટેક્સ લેવામાં આવશે. પણ જોઇન્ટ સ્ટોક કંપનીની બાબતમાં કંપની તરીકેની આવક ઉપર એક વખત તથા તે આવક શેરહોલ્ડરના હાથમાં ગયા પછી જો શેરહોલ્ડરની કુલ આવક રૂા. ૫૦૦૦૦) ઉપર થાય તો બીજી વખત એમ બે વખત સુપરટેક્સનો બોજો છે. આ આખા કાયદામાં એકની એક આવક ઉપર બે વખત કરનો બોજો નાખ્યાનો એકજ દાખલો છે અને આ દેશમાં જોઇન્ટ સ્ટોક કંપનીથી ચાલતાં કારખાનાં વગેરે ઉધરતી દશામાં છે તેથી આ બેવડો બોજો અયોગ્ય છે.

(૯) મીલકતના સદર હેઠળ આવતી આવકની બાબતમાં, મીલકતના મ્યુનીસીપલ અને સ્થાનિક દરની રકમની છુટ આપી નથી તેને માટે એવું કારણ આપ્યું છે કે આવા કરનો ખરચ અંગત ખરચ છે. આ યોગ્ય નથી. દાખલા તરીકે મુંબઇ જેવા શહેરમાં ઘણા આશામીઓ મકાનો બંધાવી ભાડા ખાવાનો ધંધો કરે છે. હવે જો ભાડાની રકમ મીલકતના સદર હેઠળ કરને પાત્ર લેખવામાં આવે તો મુંબઇ મ્યુનીસીપાલીટીનું પ્રોપરટીટેક્ષ તથા વોટરરેટ વગેરેના મીલકતના બીલની રકમ ભાડાની આવકની સામે મજરે મળવીજ જોઇએ કેમકે આ તો ધંધાના અંગનો ખરચ છે અંગત ખરચ ગણી આવા કરની રકમ મજરે આપતા નથી તો આ ખરચ કોનો અંગત ખરચ છે? ઘરના માલીકનો કે ભાડુતનો? ઘરના માલીકનો હોઇ શકે નહી કેમકે તે મકાન વાપરતો નથી અને ભાડુતનો જો હોય તો તેની રકમ

આવેલા ભાડામાંથી મજરે ન આપવી એ તો માત્ર બાહાનું છે જો આવી મીલકતનું ભાડું ' વેપાર ધંધો ' અથવા ' બીજા સાધનો ' ના સદર હેઠળ મુકવામાં આવે તો આપોઆપ મ્યુનીસીપલ સ્થાનિક દર વગેરેની રકમ મજરે મળી જાય. કેમકે આ ધંધાના અંગનો ખર્ચ છે. મ્હોટાં શહેરમાં જ્યાં મ્યુનીસીપલ કર લગભગ ૧૮ ટકા હોય છે ત્યાં આ સવાલ અગત્યનો છે કેમકે મ્યુનીસીપલ કરની રકમ કંઇ નાની સુની નથી હોતી.

(૧૦) સરકારી લોનના સરકારી ત્રીજોરીમાંથી મળતા વ્યાજમાંથી જે વરસે આ વ્યાજ આપવામાં આવે તે વરસના વધારેમાં વધારે દરે ઇનકમટેક્સ કલમ ૧૮ (૩) પ્રમાણે કાપી લેવાય છે અને તે સને ૧૯૧૭ ના પેહેલાની સઘળી લોનોના વ્યાજમાંથી સામાન્ય રીતે કાપી લેવામાં આવે છે. નવી ઘણી ખરી સીક્યુરીટીઓ ઇનકમટેક્સથી મુક્ત છે. આથી લડાઇ પેહેલા દશકાઓ થયા સરકારી લોન ધરાવનારાની એવી કડવી ફરીઆદ છે કે અમે સરકારને ઘણા વરસ થયાં નાણા ધીર્યાં છે ને અમને ૩ અને ૩½ ટકા વ્યાજ મળે અને તેમાંથી વળી ભારેમાં ભારે દરથી કપાત થાય અને ૫½ થી ૬ ટકા વ્યાજ મળે તે કરમાથી મુક્ત થાય ! જો કે આ ફરીઆદ કેટલેક અંશે અણસમજને લીધે છે પણ એમ તો નહીંજ કહી શકાય કે તેમાં વજુદ નથી. અમુક સરકારી લોન ધરાવનારની વાર્ષિક આવક રૂ. ૪૦૦૦૦) અથવા એવી મોટી રકમની છે એમ પ્રથમથીજ માની લેવાનું કાયદો ઘડનારને શું કારણ છે ? સીક્યુરીટીનો માલીક કયા દરને પાત્ર છે તે પ્રથમ નક્કી થઇ લાગુ પડતા દરે કર કાપી લેવામાં શું વાંધો છે ? પેહેલાં ભારે દરે કર કાપી લઇ પછીથી રીફંડ આપવામાં રૈયતને તેમજ સરકારને શું મેહેનત પડતી નથી ? જેમ મીલ્કતની તથા ધંધાની પેદાશ બાબત થાય છે તેમ તપાસ થઇ લાગુ પડતા દરેજ કર લેવામાં આવે તો શું અડચણ પડે ? જોઇન્ટસ્ટોક કંપની ઉપર ભારેમાં ભારે દરથી કર લેવાની વાત તો ફાઇનન્સ એકટની છે એ વાત સીલેકટ કમીટીમાં ચરચાઇ તે તો જાણે સમજાય છે એટલે હવે આ જાતની પેદાશ ઉપરજ ભારેમાં ભારે દર આ કાયદાથી ઠર્યો છે એ સરકાર અને રૈયતને મેહેનતમાં પડવા જેવું થયું છે. રીફંડની રીત ગમે તેટલી સેહેલી થશે તો પણ એક નહીં તો બીજાને મેહેનતમાં ઉતરવાનું રેહેશેજ. માટે વ્યાજ અપાતા પેહેલા પાછલા સાલની પેદાશના આધારે સરટીફીકેટો અથવા ફેરફાર થાય ત્યાં સુધીને માટે કાયમના સરટીફીકેટો અપાઇ જાય તો બહુજ સેહેલો રસ્તો નીકળી આવે અને એવી રીતની સુચના સીલેકટ કમીટીએ કલમ ૧૮ ઉપરના વીવેચનમાં કરી છે.

સમાપ્ત.

# આ પુસ્તક બાબત મળેલા અભીપ્રાયો.

ા. રા. હિરાલાલ મનસુખલાલ, બી. એ. એલ, એલ, બી. સોલીસીટર 'બઈ, લખે છે:—

આ પુસ્તકમાં આપેલી સમજુતી અર્થસૂચક અને ઉપયોગી છે. પારીઓ અને જે અંગ્રેજી નહિ જાણતા હોય એવા બીજાઓને આ પુસ્તક ઉપયોગી થઇ પડશે. એટલુંજ નહિ પણ અંગ્રેજી જાણનારને પણ માંથી ઘણું જાણવા જેવું મળી આવશે.

---

શ્રીગુત્ ઇશ્વરલાલ દા. મુનીમ, બી. એ. એલ, એલ, બી. સબજડજ, ખે છે:—

મેં મી. દવેની ઇનકમટેક્ષની મેન્યુઅલ વાંચી છે. ગુજરાતી ધંધાદારી પારી અને જેઓ અંગ્રેજી નથી જાણતા અને કાયદાની સલાહ માટે મોટી ી નથી આપી શકતા એવા બીજાઓને તે આશિષ રૂપ થઇ પડશે. વેપારી અને બીજા ઇનકમટેક્ષ ભરનારાઓને, આવકનાં પત્રક તૈયાર કરવામાં અને મોકલવામાં તેમજ કાયદાસર તેમને મળી શકે એવી આવક વેરાની કપાત પાછી મેળવવામાં, સમજુતી મદદ કરશે. કેસ લૉ (દાખલાઓથી ચોક્કસ થતો કાયદો) ની ગોઠવણ તથા પુસ્તકનો ઉઠાવ વખાણવા લાયક છે. દરેક વેપારીએ એક નકલ રાખવી જોઇએ.

---

રા. રા. નંદકૃષ્ણલાલ રતનલાલ મજમુદાર, બી. એ. રીટાયર્ડ ફ્રા. કા. સબજડજ, લખે છે:—

ઇનકમટેક્ષ એકટનાં આ પુસ્તક વાંચવાની અને જોવાની મને તક મળી છે અને તેની ઉપયોગીતાની ખાત્રી આપતાં મને ઘણો આનંદ થાય છે. તેને તૈયાર કરવામાં બહુ સંભાળ મહેનત અને પરિશ્રમ લેવામાં આવ્યાં છે. અને જ્યાં વિષયને લીધે જરૂર હતી ત્યાં સ્પષ્ટ સમજુતીઓ આપવામાં આવી છે. વિષયની ગોઠવણ અને વિવેચન જેટલાં ઇચ્છીએ તેટલાંજ યોગ્ય છે. અને જે હેતુથી આ પુસ્તક યોજવામાં આવ્યું છે તે માટે બરોબર બંધબેસ્તાં છે. કર્તાને જેટલી ફતેહની ઇચ્છા છે. તેટલી બધી આ લઘુ ગ્રંથને મળો એવી મારી ઇચ્છા છેઅને હું પ્રતિબંધ વિના કહી શકું છું કે વેપારી વર્ગને તે ખરેખરો લાભ કરશે અને તેમને માટે સફળ ભોમીઆ તરીકે કામ કરશે.

રા. ષ્ટી. વજેરામ મણીભાઈ મહેતા, રી. જડજ, સ્મોલકોઝીઝ કોર્ટ અમદાવાદ, લખે છેઃ—

આ પુસ્તકનો કેટલોક ભાગ મેં સંભાળથી વાંચ્યો છે. સામાન્ય પ્રજા વર્ગ માટે તે બહુ ઉપયોગી સગવડભર્યું અને સસ્તું પુસ્તક છે. લાંબો વખત થયાં જે ખોટ લાગતી હતી તે તે પુરી પાડે છે. ઇનકમટેક્ષ એક્ટના અમલમાં ઉપયોગમાં આવતા સરકારી ઠરાવો મોટે ભાગે આમાં દાખલ કરવામાં આવ્યા છે. વેપારી વર્ગ આ પુસ્તકની કીમત બહુ ઉંચી આંકશે એવી મારી ખાત્રી છે અને એમ લાગે છે કે તેમના ખાસ લાભાર્થે આ યોજવામાં આવ્યું છે ટુંકાણમાં ઇનકમટેક્ષના કાયદા બાબત લગભગ સંપૂર્ણ માહીતી આ પુસ્તક આપે છે.

---

મી. મટુભાઇ કસનભાઈ બી. એ. એલ, એલ, બી. સોલીસીટર મુંબઈ લખે છેઃ—

રા. રા. કમળાશંકર તારાશંકર દવેનું "ઇનકમટેક્ષ એક્ટ" નામનું લઘુ પુસ્તક મારા વાંચવામાં આવ્યું છે. નવા એકટથી અંગ્રેજી રૈયતને દર રૂપીઆની આવકે વધુમાં વધુ અરાડ પાઇ જેટલો કર આપવાનો થયો છે તેથી અને હવે પછી એ કર વધારવામાં આવવાની વકી છે તેથી એ કાયદાની માહિતી દરેક ધંધાદારીએ પોતાના લાભ માટે રાખવી જરૂરની છે.

ગુજરાતી વાંચનારી પ્રજાને એ કાયદાનું જ્ઞાન સહેલાઇથી મેળવી આપવામાં આ લઘુ પુસ્તક ઘણું મદદ કરતા થઇ પડશે. આ પુસ્તકમાં કર્તાએ ઇનકમટેક્ષ આફીસમાં મેળવેલા પોતાના બોહોળા અનુભવનો લાભ પ્રજાને આપ્યો છે અને કર સંબંધી ઘણા મુસ્કેલ સવાલોનો ફડચો સંતોષકારક કેમ લાવી શકાય તેના માર્ગો સુચવ્યા છે. સાથે સાથે આ કાયદામાંની કેટલીક ખામીઓ પણ બતાવી છે ને તે દુર કરવા તરફ સરકારનું લક્ષ ખેંચ્યું છે.

ગુજરાતી વાચકોને આજ કેટલોક વખત થયાં આ વિષયમાં સરળ ભાષાના પુસ્તકની ખોટ જણાતી હતી તે આ પુસ્તક નિઃસંશય પુરી પાડશે.

પુસ્તકની ઉપયોગીતા જોતાં એની કીંમત જુજ રાખી છે અને ઇનકમટેક્ષ ભરનાર દરેક શખ્સ આ પુસ્તકની એક નકલ પોતે ખરીદી પોતાને લગતી કલમોનો અભ્યાસ કરશે તો આ પુસ્તકનાં મુલ્ય કરતાં અનેક ગણો લાભ મેળવશે એમ હું ખાત્રીથી કહી શકું છું.

---

મી. ગુલાબદાસ ભાઇદાસ સુરતના વયોવૃદ્ધ અને પ્રખ્યાત થયલા વકીલ લખે છેઃ—

રાજેશ્રી કમળાશંકર તારાશંકર દવેએ સને ૧૯૨૨ના ૧૧ મા એક્ટ ઇનકમટેક્ષ એક્ટનું પુસ્તક પ્રસિદ્ધ કરી જાહેર પ્રજાની ઉત્તમ સેવા બજાવી છે એવી ખાત્રી આપતાં મને ઘણો આનંદ થાય છે. એ પુસ્તક સંપૂર્ણ છે અને ઇનકમટેક્ષ તથા સુપરટેક્ષને પાત્ર થતા લોકોને ભોમીઆ કરવાને માટે તમામ ઉપયોગી બાબતોથી ભરપૂર છે××× એ પુસ્તકના ઉપયોગીપણા બાબત ઉંચા મતો અપાયલા છે તે જોતાં મારે કંઇ વિશેષ લખવાનું રેહેતુ નથી પણ એટલું તો હું ઉમેરૂં છું કે આ પુસ્તકમાંના કાયદાને સંબંધ ધરાવતા દરેકની પાસે પોતાને ખરે રસ્તે દોરવવાને અને સલામતી માટે આ ટીકાવાળું પુસ્તક રહેવું જોઇએ.

---

..................

અનાવિલ પ્રેસ, સુરત.

ઇન્કમટેક્ષના કાયદાથી બીનઅનુભવી હોવાને લીધે થતાં નુકસાનથી બચવું હોય તો મળોઃ—

કમળાશંકર તારાશંકર દવે.

હવાડીઆ ચકલો, સુરત.

જેઓ ઇન્કમટેક્ષ તથા સુપરટેક્ષના કાયદાથી પૂરા માહિતગાર છે વળી એજ કામના ઘણાં લાંબા વખતના અનુભવી છે.

એઓએ હાલમાં વેપારીઓને પોતાના લાંબા અનુભવનો લાભ મળે તે હેતુથી વેપારી નામાની પદ્ધતિ પ્રમાણે નફા ટોટાનું સરવૈ કાઢી આપવાનું, પત્રકો ભરી આપવાનું તથા જરૂર પડે ત્યારે ઇનકમટેક્ષ ઓફીસર, આસીસ્ટંટ કમીશનર તેમજ કમીશનર સાહેબની સન્મુખ કાયદા તથા સરકારી ઠરાવોને આધારે કેસો રજુ કરી વેપારી બંધુઓને કાયદેસર મળી શકતા લાભો અપાવવાનું કામકાજ શરૂ કર્યું છે.

વેપારી બંધુઓને

એક વખત કામ સોંપી જરૂર ખાતરી કરી લેવા ઘણા માનપૂર્વક વિનંતિ છે.